# ભયંકર કુતરો

યાને

# બાઇડી કે બ્હેન

એ [illegible] ભાગમાં સંપુર્ણ ડીટેકટીવ વાર્તા.


લેખક:-શ્રીયુત સાહિત્ય [illegible] (રાજકોટ)



પાસેથી સર્વ હક ખરીદ કરી

છપાવનાર અને વેચનાર

બુકસેલર્સ કંચનલાલ શાન્તિલાલ બ્રધર્સ

મુ. નડીઆદ.

આવૃત્તી ૩ પ્રત ૧૫૦૦ સને ૧૯૩૧

કીંમત રૂ. ૦-૧૨-૦

ઉમરેઠ ભટવાડી પોળ પાસે આવેલા રતીલાલ બાળકૃષ્ણ ત્રિવેદીના સરસ્વતી પ્રી. પ્રેસમાં જોશી ભાઇલાલ ચુનીલાલે છાપી અને બુકસેલર્સ કંચનલાલ શાન્તિલાલ બ્રધર્સે સ્વામીનારાયણ મંદીર નડીઆદમાંથી પ્રગટ કરી.

# અનુક્રમણિકા



# ભયંકર કુતરો

યાને

# બાઇડી કે બ્હેન

## પ્રકરણ ૧

### લાકડીનું કૌતક.

કેમ પ્રભુલાલ ! શું વિચાર કર્યો ? ફરવા ચાલવું છે કે નહિ ? પ્રભુલાલના ઓરડામાં દાખલ થતાંજ મેં સવાલ કર્યો.

ના, ના. હમણાંજ એક ઘરાક આવનાર છે, ગઇ કાલે એક લાકડી મુકી ગયો છે. હું ત્યારે ઘેર ન હતો, બેસો બેસો, આ કેશમાં તમને પણ મજા પડશે. પ્રભુલાલે હસતે ચ્હેરે જવાબ આપ્યો.

ગ્રાંટરોડના ભવ્ય રસ્તા ઉપર પ્રભુલાલની ઓફીસ આવેલી હતી. પ્રભુલાલે સ્વતંત્ર ડિટેક્ટિવ તરીકે સારી નામના મેળવી હતી. એના નામથી બહુજ ઓછા પુરૂષો અજાણ્યા હશે. પોતે ડિટેક્ટિવ હોવા છતાં ધંધાને અંગે આવતી કડવાશ કે ચીડીયાપણું તેનામાં ન હતાં. તેને મારા મિત્ર તરીકે ઓળખાવતાં મને અભિમાન થાય

છે. તેના કોઇ પ્રાક્રમમાં હું સામેલ ન હઉં એવું તો બન્યુંજ નહિ હોય. મારૂં નામ સાથે જોડાયેલજ હોય છે. તેથી ઘણાખરા મને કનૈયાલાલ તરીકે નહિ પરંતુ પ્રભુલાલના મિત્ર તરીકે ઓળખે છે. તેના સહવાસથી તેના ધંધામાં પણ હું પારંગત થાઉં છું આજ વળી કાંઇ જાણવાનું મળશે એમ ધારીને હું બેઠો, અને તેના હાથમાંથી લાકડી લઇ લીધી. લાકડી ફેન્સી અને કિંમતી હતી. લાકડીના હાથા ઉપર Presented to Dr. Shantirai form his friends from J J. H. 1916 એવું કોતરેલું હતું.

આ લાકડી ઉપરથી અનુમાન કરો જોઇએ. પ્રભુલાલે મને કહ્યું.

આ ઉપરથી જણાય છે કે શાન્તિરાય એક વૃદ્ધ ડાકટર છે. તેણે કોઇ સંસ્થાના મેમ્બરોની દવા કરી હશે, જેના બદલામાં તેને આ લાકડી ભેટ મળેલ હશે વળી તે ગામડાનો ડાકટર છે. મેં કહ્યું.

તે તમે કેવી રીતે જાણ્યું ? પ્રભુલાલે પ્રશ્ન કર્યો.

જુઓને આ લાકડી શરૂઆતમાં ફક્કડ હોવી જોઇએ, પરંતુ હાલ તે ટોચાઇ ગઇ છે, તેનું કારણ ગામડાના ખરાબ રસ્તાજ હોવા જોઇએ કારણ કે મુંબઇ જેવા શહેરના રસ્તાઓમાં આ લાકડીની આવી કમબખ્તી ન થાય.

શાબાશ ! હવે તમે સારી રીતે અવલોકન કરી શકો છો, હું તમારા ઉપર ખુશી થયો છું. મને લાગે છે કે આગળ જતાં તમે મારા કરતાં હુશિયાર થશો. પ્રભુલાલે મારી પીઠ થાબડતા કહ્યું.

એ તો સોબત તેવી અસર હોયજ ! તમારા જેવા મહાપુરૂષની સોબતમા રહીએ અને કાંઇ ગુણ ન આવે તો માણસમાં પણ ગણત્રી નજ થાય. મેં જરા અભીમાનથી કહ્યું.

પ્રભુલાલે લાકડી પોતાના હાથમાં લીધી ને પાંચ મિનિટ સુધી અવલોકન કર્યા પછી કહ્યું:—કનૈયાલાલ! કાંઇક રહી જાય છે. એક બે બહુજ રસ લેવા જેવી બાબત રહી જાય છે.

મને નથી લાગતું કે જરૂરી બાબત હું ભુલી ગયો હઉં મેં જરા અભિમાનથી કહ્યું.

નહિ કનૈયાલાલ, તમે ભુલ ખાઓ છો. કંઇક અંશે તમારૂં કહેવું ખરૂં છે કે તે ગાંમડાંનો ડાકટર છે અને તેને ચાલવાનું ઘણું છે.

તે તો મેં કહ્યું હતું.

પરંતુ હજી રહી જાય છે.

શું ?

આ J. J H. નો અર્થ તમે નથી સમજી શકતા, તમે કહો છો કે કોઇ સંસ્થાનું તે નામ હશે ને તેના મેમ્બરોને સાજા કર્યા હશે પણ J. J. H. એટલે જમસેદજી જીજીભાઇ હોસ્પીટલ થાય. હવે આ ઉપરથી તમે શું અનુમાન ખેંચો છો ?

હા મને તો એમ લાગે છે કે તેણે પહેલાં શહેરમાં કામ કરેલ હોવું જોઇએ અને પછી ગામડાંમાં ગયેલ હશે.

આપણે આથી પણ વધુ અનુમાન ખેંચી શકીએ, વિચાર કરો. એટલું તો ચોક્કસ થાય છે કે તેણે જમસેદજી જીજીભાઇ હોસ્પીટલમાં કામ કરેલ છે, તેના મિત્રોને આવી ભેટ કરવાનો કયારે પ્રસંગ આવ્યો હશે ? રાજીનામું આપતી વખતે.

હા તે સંભવિત છે.

તે કાંઇ મોટા ડાકટરોની હારનો નહિજ હોય; કારણ કે તેવા માણસો તો પ્રખ્યાતજ હોય છે, એટલે શાન્તિરાયે ઉમેદવાર

તરીકે કામ કરેલ હશે; નહિ તો તેને મોટી નોકરીનું રાજીનામું આપવાની જરૂર ન રહે. રાજીનામું આપવાની તારીખ અહીં આપેલ છે. ૧૯૧૬. એટલે કે પાંચ વરસ પહેલાં. તે ઉપરથી તમારો ૪૫ વરસનો બુઢ્ઢો માણુસ હવામાં ઉડી જઇને ૩૦ વર્ષનો જુવાન માણુસ આપણી નજરે ઉભો રહે છે. તે માણુસ લોભ રહિત, હુશિયાર અને બેદરકાર છે, એટલું પણ કહી શકાય.

તે કેવી રીતે? મેં આશ્ચર્ય સાથે પુછ્યું.

જુઓ આ માણુસે અહીંની હોસ્પીટલમાં કામ કરેલ છે એટલે તે હુશિયાર હોયજ, હવે તે લોભરહિત કેમ? જેટલી કમાણી શહેરમાં હોય તેટલી ગામડામાં મુસ્કેલ, લોભી માણુસ તો મરતાં સુધી શહેર ન છોડે, પરંતુ આ માણુસે તો પોતાની જુવાનીમાંજ શહેર છોડયું તેથી સિદ્ધ થાય છે કે તે લોભરહિત છે તમે પુછશો કે બેદરકાર કેમ? એક કેળવાયેલો માણુસ અહીં આવ્યો અને મારી ગેરહાજરીને લઇને વિઝીટીંગ કાર્ડ ન મુકી જતાં લાકડી મુકી ગયો તેને માટે બેદરકાર સિવાય બીજું કયું વિશેષણ લાગુ પડે?

હું તમારૂં કાંઇ માની શકતો નથી.

ન માનતા હો તો ખાત્રી આપું. જુઓ શાન્તિરાય આવે છે.

મેં રસ્તા ઉપર નજર નાખી તો એક ૩૦-૩૧ વરસનો યુવક ઇગ્લીસ ડ્રેસમાં સજ્જ થઇ આવતો હતો પ્રભુલાલની અવલોકન શક્તિ જોઇ હું તો અજાયબ થયો.

કેમ શાન્તિરાય આવો આવો આ ખુરસી ઉપર બેસો. પ્રભુલાલે વિનયથી કહ્યું.

અહો! તમે મારૂં નામ ક્યાથી જાણ્યું? હા બરાબર લાકડી પરથી જાણ્યું હશે.

કેમ આ તમોને બક્ષીસ મળેલ છે ને ?

હા, મારા મિત્રો તરફથી.

જમસેદજી જીજીભાઇ હોસ્પીટલના મિત્રો તરફથી.

હા.

રાજીનામુ આપતી વખતે.

તમારી હુશિયારી જોઇને હું બહુજ આશ્ચર્ય પામું છું, તમે જાદુગર તો નથી ને ? આટલું બધું કયાંથી જાણી શકયા ?

એ તો અમારો ધંધો રહ્યો. પ્રભુલાલે કહ્યું.

પ્રભુલાલ મેં તમારી કીર્તિ સાંભળી હતી તે બધી ખરી જ છે એવી મને ખાત્રી થઇ છે.

પ્રત્યુત્તરમાં પ્રભુલાલ હસ્યા. પાંચ મીનીટ ચુપકીથી પસાર થયા પછી પ્રભુલાલ બોલ્યા.

ડાકટર સાહેબ, શું કામસર આવવું થયું તે જણાવો,

એક બહુજ ગોટાળાવાળો કેસ છે.

# પ્રકરણ ૨ જું

## દંતકથા

હું તમોને કેસ સંબંધી વાત કરૂં તે પહેલાં એક બીજી વાત કહેવા ઇચ્છું છું મારી પાસે એક જુનો કાગળ છે, શાન્તિરાયે કહ્યું.

તમે વાત કરતા હતા ત્યારે ખીસ્સામાંથી તેની કોર દેખાતી હતી.
તે બહુ પુરાણો છે.
ઘણું કરીને તે ૧૮મા સૈકામાં લખાયેલો છે. પ્રભુલાલે કહ્યું.
તમને કયાંથી ખબર ?

મેં તમોને પહેલેથીજ કહ્યું છે કે ને કાગળની કોર દેખાઇ ગઇ હતી, અમોને કાગળની જાત ઉપરથી તે કઇ સાલનો છે તેનો અભ્યાસ એટલે ખબર પડે, ઘણું કરીને તે ૧૭૭૦માં લખાયેલ છે.

ખરી સાલ ૧૭૭૨ છે, આ કાગળ મને પોતાના આશ્ચર્ય-જનક ને દીલગીરી ભરેલાં મૃત્યુ પહેલાં શિવપ્રસાદ બક્ષી કે જે મંકુરના જાગીરદાર છે તેણે આપેલ છે. મંકુર બોરીવલીથી બે અઢી માઇલ દુર છે. હું મહુમનો મિત્ર હતો, તે બાહોશ અને દૃઢ મન વાળા હતા તો પણ તે આ દંતકથા સત્ય સમજતા અને તેજ તેમના મોતનું કારણુ થઇ પડયું. શાન્તિરાયે તે કાગળ પ્રભુલાલને આપ્યો, તેના ખુણા ઉપર ‘બક્ષી વિલા મંકુર ૧૭૭૨’ એમ લખેલ હતું.

આ શું છે? પ્રભુલાલે પુછયું,
બક્ષી કુટુંબની એક દંતકથા.

હું દંતકથાઓમાં માનતો નથી તો પણ વાંચો હું સાંભળું છું. પ્રભુલાલે જરા તિરસ્કારથી કહ્યું.

શાન્તિરાયે વાંચવા માંડયું.

મંકુરના દૈવી કુતરા વિષે મતભેદ છે, પણ હું મનસુખલાલ બક્ષીના વંશનો હોઇ મને સાચી બાતમી મળી છે મારા પુત્રો! આ ઉપરથી ધ્યાન રાખજો કે ઇશ્વર પાપનો બદલો આપે છે.

માટે પાપ કરવાથી હમેશાં દુરજ રહેવું, અને અજાણ્યે થઇ જાય તો પ્રાયશ્ચીત કરવાથી ઇશ્વર માફી આપશે.

ઘણાં વર્ષ પહેલાં આપણા વંશમાં મનસુખ બક્ષી કરીને એક પાપથી ન બીનારો કુલાંગાર થઇ ગયો, તે દારૂડીયાઓનો સરદાર હતો, પોતાની પ્રજાનું પિતાની પેઠે રક્ષણ ન કરતાં ભક્ષણ કરતો. તે વખતે મંડુર આબાદ શહેર હતું, મનસુખ પ્રજાને ત્રાસ આપતો અને તેથી લોકો ગામ છોડીને ચાલ્યા ગયા. તે કામાન્ધ પણ હતો, અને ઘણી સ્ત્રીઓને તે પાપીએ ધર્મભ્રષ્ટ કરી હતી. એક દિવસ એક સુંદરીને જોતાંજ તે કામાન્ધ થયો, અને પોતાના લફંગા મિત્રોની મદદથી તેને પોતાને ઘેર લાવ્યો, તેણે તે બાળાને ઉપર સુવડાવી બારણું બંધ કરી નીચે આવ્યો ને મિત્રો સાથે મદિરાપાનમાં પડયો, બધા વાતોમાં ચડયા, ને ઉપર પેલી છોકરી બેભાન થઇ ગઇ હતી તેને ભાન આવતાં પોતાની મુસ્કેલ સ્થિતિ માલુમ પડી; તેટલામાં તેણે એક રાંઢવું જોયું. તે કોઇ થાંભલા સાથે તેણે બાંધ્યું અને પછી તેની મદદથી નીચે ઉતરી ગઇ, તેનું ઘર તો છેટે હતું તેથી તે ભાગી. હવે મિત્રો બધા ઘેર જવા ઉઠયા ને દુષ્ટ પોતાની મુરાદ બર લાવવા ઉપર ગયો, નિરાશા વચ્ચે જોયું તો પેલી બાળા ન હતી તેથી તેણે એકદમ મિત્રોને પાછા બોલાવ્યા, કોઇ દુષ્ટ મિત્રે સલાહ આપી કે તેની પાછળ શિકારી કુતરો દોડાવો જે તેને ફાડી ખાય. મનસુખ તો ક્રોધમાંજ હતો. તે બાળાનો લુગડાનો કડકો રહી ગયો હતો તે શીકારી કુતરાઓને સુંઘાડી, તેમને દોડાવી મુકયા (શીકારી કુતરાઓને માણસની કોઇ ચીજ સુંઘાડીને પછી દોડાવીએ તો તે ચીજના

માલીકને ગમે ત્યાંથી શોધીને ફાડી ખાય ) પાછળ પોતે સ્વાર થઇને દોડયો, તેના મિત્રો પાછળ રહી ગયા, ગામની બહાર ભયાનક જંગલ અને ટેકરીઓ છે ત્યાં તેના મિત્રો ગયા તો તેઓએ શું શું જોયું ? **શિકારી કુતરાઓએ તે બાળાને ઘેરી લીધી હતી.** અને તેને થોડી વારમાં ફાડી ખાધી, પરંતુ બીજીજ પળે કદી પણ ન જોયેલ તેવો મોટો વાછડા જેવડો એક કુતરો અચાનક કયાંથી આવી ચડયો અને મનસુખની છાતી ઉપર ચઢીને તેને ચીરી નાખ્યો, તેના ચારે મિત્રો આ દેખાવથી બહુજ ભયભીત થયા અને ઘર તરફ ઘોડા દોડાવી મુકયા, તેઓ એટલા ભયભીત થયા હતા કે તેમાંથી બે જણા તો તે રાત્રેજ મરી ગયા અને બીજા બે ગાંડા થઇ ગયા.

પુત્રો ! આ આપણા પૂર્વજની કથા છે, ને મેં સાંભળેલ છે કે તે દૈવી કુતરાએ ઘણાના જીવ લીધા છે; માટે તમે પાપથી દુર રહેજો, અને કોઇ દિવસ રાત્રે ગામની બહાર નિકળશો નહિ.

શાન્તિરાયે વાંચન પુરૂં કરીને પુછયું કેમ ! રસ પડે છે ને ?

હું આવી ભુત પલીતની વાત માની શકતો નથી.

તમે માનો કે નહિ તેની સાથે મારે જરા પણ સબંધ નથી પણ શ્રીયુત શિવપ્રસાદના મૃત્યુને અને આ દંતકથાને સબંધ છે તમે શિવપ્રસાદના મૃત્યુ વિષે તો સાંભળ્યું હશે ?

ના.

ઠીક તેની સઘળી વિગત 'હિંદુસ્થાન' ના આગલા અંકમાં આવી ગયેલ છે, તે અંક આ રહ્યો તમોને વાંચી સંભળાવું ?

હા ભલે.

# પ્રકરણ ૩ જું

## ખુન કે દૈવી કોપ ?

અમોને મંડુરના પ્રખ્યાત જાગીરદાર, સખાવતી પુરૂષ, શ્રી શિવપ્રસાદ બક્ષીના મૃત્યુના સમાચાર સાંભળીને અત્યંત દિલગીરી થાય છે, મરહુમ મંડુર જેવાં ગામડામાં રહેતા તો પણ તેઓનો પરોપકારી હાથ છુપો રહી શકયો નથી. તેણે લાખો રૂપીઆની સખાવતો કરીને ગરીબો અને અનાથોના આશિર્વાદ લીધા છે. હજુ તો બે માસ પહેલાં તિલક સ્વરાજ ફાળામાં તે ઉદાર ગૃહસ્થે રૂપિયા ૫ લાખ ભર્યા હતા, તે પ્રજાથી અજાણ નથીજ. તે વખતેજ એ દાનેશ્વરીનું ટુંક જીવન વૃત્તાંત આ પત્રમાં અમે આપ્યું હતું. તેઓ સીલોનમાંથી અઢળક ધન પેદા કર્યું હતું. અને અહીં પોતાની જાગીરમાં બે વરસથી આવીને વસ્યા હતા. પ્રજાને તેમના ધનનો લાભ સારો મળ્યો હતો.

આ ગૃહસ્થના મરણ વિષે હજારો ગપ ગોળા ઉડે છે. જેમ જેમ ઠીક પડે તેમ તેમ વાત ફેલાવે છે, ઘણા માને છે કે તેનું તો ઘણી જ ચાલાકીથી ખુન થયું છે. અમે આ વાત માનવાને સાફ ના પાડીએ છીએ. અમારી તો ખાત્રી છે કે તેનું મૃત્યુ કુદરતથીજ થયું છે. શિવપ્રસાદ વિધુર હતા અને ધનાઢ્ય હોવા છતાં બહુજ સાદાઇથી રહેતા. તેના નોકરો ફકત ચારજ હતા. એક રસોઇયો, નોકર લક્ષ્મણ, તેની સ્ત્રી ગંગા, અને એક કોચમેન. તેમાંથી રસોઇયો તો રસોઇ કરી પોતાને ઘેર ચાલ્યો

જતો અને બાકીના રાત્રી દિવસ ત્યાંજ રહેતા. તેઓની તથા મરહુમના બીજા મિત્રોની સાક્ષીથી પુરવાર થયું છે કે થોડા વખતથી મરહુમની તબિયત નરમ રહેતી. તેના મૃત્યુની વિગત નીચે પ્રમાણે છે.

ચોથી જુને હંમેશના રિવાજ પ્રમાણે, સાંજે, તે દિવસે વરસાદ હતો તો પણ શિવપ્રસાદ ફરવા ગયા. બીજે દિવસે તે મુંબઇ જવાના હોવાથી પોતાના નોકર લક્ષ્મણને સામાન બાંધી રાખવાનું કહેતા ગયા. પરંતુ તે રાત્રે બાર વાગ્યા સુધી પાછા ન ફર્યા તેથી લક્ષ્મણને કંઇક શંકા થઇ. તે અને કોચમેન છગન દીવો લઇને શોધવા નીકળ્યા. ગામમાં ઘર બહુજ ઓછાં છે અને નાકાની આસપાસ તો બધું સાવ નિર્જન છે, નાકાની બહાર જંગલ અને ટેકરીઓ છે, નાકાનો દરવાજો બહુજ નાનો છે, ત્યાં એવી નિશાનીઓ હતી કે જેથી એમ ચોકકસ થાય છે કે શિવ-પ્રસાદ ત્યાં પાંચ દસ મિનિટ ઉભા રહ્યા હતા અને પછી ત્યાંથી દરવાજા બહાર ન જતાં ગામમાંજ વધારે નિર્જન રસ્તા તરફ ગયેલ, અને ત્યાં મરેલા પડયા હતા. એક વાત સહુથી સમજાણી નથી. તે લક્ષ્મણની સાક્ષી છે, લક્ષ્મણે જ્યુરી પાસે આપેલ સાક્ષી દરમ્યાન જણાવ્યું હતું કે દરવાજા પાસેથી પાછા આવતાં પોતે મરેલ પડયા હતા ત્યાં શુધીમાં શિવપ્રસાદનાં પગલાં બહુજ આછાં અને નાનાં દેખાતાં હતાં. એક ઘોડાવાળાનું તે રસ્તા ઉપર ઝુંપડું હતું તે કહે છે કે તેણે કોઇની બુમ સાંભળેલ, પરંતુ પોતે દારૂ પીધેલ હોવાથી કાંઇ કરી શકેલ નહિ. શિવપ્રસાદના શરીર ઉપર વ્યથાનાં કાંઇ પણ ચિન્હ જણાતાં નહોતાં. ડોકટરોએ

જ્યુરી પાસે મત આપ્યો છે કે હૃદય એકદમ બંધ થઇ જવાથી મૃત્યુ થએલ હશે. હવે અમને સાંભળેલ છે કે મરહુમની મીલ્કત મી. આનંદરાય કે જે હાલ સીલોનમાં છે તેને મળશે.

મને આ વિચિત્ર કેસની આજેજ ખબર પડી. મેં હિન્દુસ્થાનનાં હેડીંગ્સ ઉપર નજર ફેરવેલ ખરી, પરંતુ તે વખતે મારૂં મન એક ગોટાળા ભરેલા કેસમાં હોવાથી, તે વાંચવાનો ટાઇમ મળેલ નહિ. તમે શિવપ્રસાદના અંગત મિત્ર છો, એથી તમોને વધુ બાતમી મળેલ હશે, તો હવે તમોને મળેલ બાતમી પ્રમાણે બધું ફરીથી વર્ણન કરો જોઇએ. પ્રભુલાલે ડોક્ટર શાન્તિરાયને કહ્યું.

# પ્રકરણ ચોથું.

## કુતરાનાં પગલાં

હું અત્યારે જે વાત કહું છું તેનો ઘણો ખરો ભાગ મેં આજ સુધી નકામો અને લપ કરાવે તેવો ગણીને કોઇને કહેલ નથી, પરંતુ તમારી પાસે છુપાવવાથી કાંઇ ફાયદો હોય તેમ લાગતું નથી.

મંડુરની વસ્તી બહુજ ઓછી છે અને તેથી ગામનો લગભગ પોણો ભાગ તો નિર્જન છે બધો અભણ વર્ગ છે શિવપ્રસાદના મિત્રો તો ત્રણજ છે. તેમાંથી ફક્ત હું મંડુરમાં રહું છું. મી. કનકપ્રસાદ કે જે Naturalist અને જંતુવિદ્યાના શોખીન છે તે ગામથી અર્ધોક માઇલ છેટે એક બંગલામાં રહે છે. ત્યાં રહેવાનાં

કારણ બે છે. પહેલું તો ચોકખી હવા, અને બીજું કારણ આસપાસ જંગલ હોવાથી જંતુઓ નવી નવી જાતનાં મળી શકે. ત્રીજા કાન્તીલાલ બોરીવલીમાં રહે છે.

તેના મૃત્યુ પહેલાં હું એકવાર તેને ત્યાં ગયેલ. તે પોતાના દરવાજામાંથી સામી નજર રાખી ઉભા હતા. મેં જોયું તો એક વાછડા જેવું પ્રાણી હતું. શિવપ્રસાદ તેને જોઇને બ્હી ગયા હોય તેમ મને લાગ્યું, મને કહ્યું કે ત્યાં જઇને જોઇ આવો તે કયું પ્રાણી છે? હું જોવા ગયો પરંતુ તેટલી વારમાં તો તે કયાંક ચાલ્યું ગયું એટલે તેનો સંદેહ મટયો નહિ. હું તેને ત્યાં બે ત્રણ કલાક રહ્યો અને બીજી વાતો કરી, પરંતુ મને લાગ્યું કે તેને કોઇ બાબતમાં રસ પડતો નહોતો, તેના હૃદયમાં પેલા પ્રાણીએ ઉંડી અસર કરી હતી, તેણે પછી મને આ દંતકથાનો કાગળ આપ્યો અને કહ્યું કે મને ખાત્રી છે કે તે આ દંતકથાવાળો દૈવી કુતરો જ હોવો જોઇએ, મેં તેને ઘણું સમજાવ્યું પરંતુ તે સમજ્યાજ નહિ.

તે દિવસથી તેની તબીયત લથડવા માંડી તે અવારનવાર માંદા રહેવા મંડયા. આ બધાનું કારણ પેલી દંતકથાજ હતી. તેને બીક હતી કે તે કુતરો પોતાનો પણ જીવ લેશેજ. તેની ખરાબ તબીયત જોઇને મેં તેને ૫-૬ માસ મુંબઇમાં રહેવાની સલાહ આપી; કારણ કે મને લાગ્યું કે મુંબઇ જેવા શહેરમાં પોતે બધું ભુલી જશે કનકપ્રસાદે પણ આ સલાહને અનુમોદન આપ્યું અને પોતે પણ કબુલ કર્યું. તેનું મૃત્યુ થયું એને બીજે દિવસે સવારેજ તે મુંબઇ જવા ઉપડવાના હતા.

શિવપ્રસાદનું આ મૃત્યુ થયું તે રાત્રીએજ લક્ષ્મણે તપાસ કરી ને પછી મને બોલાવવા કોચમેનને મોકલ્યો. હું તે વખતે જાગતો હતો. લક્ષ્મણે મને તે જગા બતાવી મડદાને પણ લક્ષ્મણે હજુ શુધી હાથ અડાડયો નહોતો. મને તપાસ કરતાં માલુમ પડયું કે તે ગામના નાકાં પાસે પાંચ દસ મિનીટ ઉભા રહ્યા પછી ત્યાંથી સાવ નજીકજ નિર્જન જગ્યામાં ગયા હતા અને ત્યાં પડયા હતા. ખુબી એ હતી કે પગલાં સાવ નાનાં થઇ ગયાં હતાં. અમારૂં એમ ધારવું છે કે તે પગના આંગળા ઉપર ચાલતા હશે મૃત દેહને કાંઇ ઇજા થયેલ હતી નહિ. લક્ષ્મણને એક વાતની ખબર પડેલ નહિ. તેણે સાક્ષી આપેલ કે તેટલામાં કોઇ પણ પ્રાણીનાં પગલાં નહોતાં, પરંતુ મને તે મૃતદેહથી પાંચેક વાર દુર પગલાં સાવ ચોકખાં દેખાઇ આવ્યાં હતાં.

પગલાં ? પ્રભુલાલે આતુરતાથી પુછ્યું.

હા પગલાં.

પુરૂપ કે સ્ત્રીનાં ? મેં પુછ્યું.

શાન્તિરાય કાંઇ ભયભિત થયેલ હોય એમ લાગ્યું.

કોઇ મોટા શિકારી કુતરાનાં. તેણે કહ્યું.

## પ્રકરણ ૫ મું.

### તપાસ નકામી.



શાન્તિરાયના આ શબ્દો સાંભળીને મને કંપારી વછુટી. એ પોતે પણ ભયભિત થયો હતો.

તમે તે પગલાં બરોબર જોયાં ?

હા બરાબર.

તમે કોઇને તે વખત નથી કરી ?

તેની કાંઇ જરૂર ન લાગી.

તે પગલાં બીજાઓને કેમ ન દેખાયાં ?

કારણ તે મૃતદેહથી દુર હતાં, હું પણ જો આ દંતકથા જાણતો ન હત તો મેં પણ તે જોવાની દરકાર કરી ન હોત.

ગામમાં શિકારી કુતરા તો ઘણાં હશે ?

હા પરંતુ આના જેવડો મોટો એકે નહિ હોય.

ગામમાંથી જંગલમાં જવાના રસ્તા કેટલા છે ?

ફકત એકજ. ગામની આસપાસ બહુજ મોટી વાડ છે ત્યાંથી કોઇ કુદીને પણ ન જઇ શકે. ફકત ત્યાં એકજ દરવાજો છે.

તે વખતે દરવાજો ખુલો હતો કે બંધ ?

બંધ તાળું મારેલું હતું.

દરવાજાની ઉંચાઇ કેટલી છે ?

ફકત ચાર પાંચ ફુટ.

એટલે કોઇને ટપીને આવવું હોય તો આવી શકેને ?

હા ઘણીજ ખુશીથી આવી શકાય.

ત્યારે દરવાજા પાસે તમે કાંઇ પગલાં ન જોયાં ?

ના શિવપ્રસાદ સિવાય બીજા કોઇનાં નહિ.

તે તપાસવાની તમે તસ્દીજ નહિ લીધી હોય.

ના મેં તપાસ કરી હતી, પરંતુ ત્યાં ગોટાળો થઇ ગયો હતો, કારણ કે શિવપ્રસાદ પોતે ત્યાં પાંચ દશ મિનીટ દરવાજાને ઝાલીને ઉભા હોય એમ મને લાગ્યું.

તમને ક્યાંથી ખબર ?

બે વાર તેની સીગારની રાખ નીચે પડેલ હતી.

શાબાશ, કનૈયાલાલ આ માણસમાં ડીટેક્ટીવના ગુણ છે.

શાન્તિરાય ? તમે કેવી ગંજાવર ભૂલ કરી છે ? જો હું ત્યાં તે વખતે હોત તો એ ખુનીને પકડી પાડયો હોત; કારણ કે મેં પગલાંનો બહુજ બારીક અભ્યાસ કર્યો છે.

શાન્તિરાય કાંઇ બોલવા જતાં અટકી ગયો.

બોલતાં કેમ અટકો છો ?

આ કોઇ મનુષ્યનું કામ હોઇ શકેજ નહિ, તેથી ડીટેકટીવની તપાસ નકામી છે. શાન્તિરાયે કહ્યું.

તમે વળી આવા વહેમને માનો છો ?

હા મેં કેટલીક એવી વાતો સાંભળી છે કે જેથી તે વહેમ માનવાની મને ફરજ પડે છે.

કેવી વાત ?

ત્રણ ગામડીઆઓએ શિવપ્રસાદના મૃત્યુ પહેલાં કોઇ ગંજાવર શિકારી કૂતરો દેખ્યાનું માલુમ પડયું છે. તેઓ કહે છે કે દુનિયામાં કોઇએ ન જોયેલો તેવો કુતરો અમે જોયો હતો, મેં એ ત્રણે આદમીની સાક્ષી લીધી તો ત્રણેની માન્યતા સરખી છે, તેઓના કહેવા પ્રમાણે તો તે આ દંતકથાના કુતરા જેવો હતો તેથી મને ખાત્રી છે કે આ દંતકથાવાળા કુતરાએજ શિવપ્રસાદ ભાઇનો જીવ લીધો છે અને તેથી તપાસ કરવી નકામી છે.

મને નહોતું લાગતું કે તમારા જેવો કેળવાયેલો માણસ આવી બનાવટી દંતકથાઓ અને વહેમોમાં માને, અને તમે જો

માનતા હો કે તપાસ નકામી છે તો તમે મારી સલાહ લેવા શા માટે આવ્યા. પ્રભુલાલે કાંઇક તિરસ્કારથી કહ્યું.

હું તે બાબત સલાહ લેવા આવ્યો જ નથી. હું તો બીજી સલાહ લેવા આવ્યો છું.

શું ?

મી આનંદરાય બક્ષી શિવપ્રસાદની બધી મિલ્કતના વારસ છે, તે આજરોજ સીલોનથી અહીં આવેલ છે.

શિવપ્રસાદની મિલ્કતનો બીજો કોઇ વારસ નથી.

ના શિવપ્રસાદને બે ભાઇ હતા તેમાંથી એક નવનિત કુળાંગાર મનસુખ જેવોજ હતો તેણે એવાં કાળાં કામ કર્યાં કે જેથી તેને સીલોન નાસી જવું પડયું, અને ત્યાં તે મરી ગયો. બીજો ભાઇ નાનપણમાં જ ગુજરી ગયો અને તેનો પુત્ર આનંદરાય સીલોનમાં હતો તેજ વારસ છે.

હવે હું તમારી પાસે સલાહ લેવા આવ્યો છું કે આ માણસે મંડુરમાં રહેવું કે મુંબઇમાં ? મંડુર તેના બાપદાદાઓનું ગામ છે, તે શિવાય તે ત્યાં રહે તો પ્રજા પણ સુખી રહે, પરંતુ જ્યારે તેના કુટુંબનાં બધાં માણસોનો મંડુરમાં આવી રીતે દિલગીરી ભરેલો અંત આવે છે ત્યારે મંડુરમાં રહેવું સલામત કેવી રીતે ગણાય ! તમે શું સલાહ આપો છો ?

હું તો તમને એજ સલાહ આપું છું કે ટ્રેનનો ટાઇમ થઇ ગયો છે તો એક વિકટોરીઆ ભાડે કરીને સ્ટેશને પહોંચી જાઓ.

પછી ?

પછી આવતી કાલે સવારમાં દસ વાગે અહીં બન્ને જણા આવજો, આનંદરાયને સાથે જરૂર તેડતા આવજો. હું તેટલી વારમાં બરોબર વિચાર કરી જોઇશ.

ઠીક બહુ સારૂં હું જાઉં છું.

શાન્તિરાય એક મિનિટ ઉભા રહો મારે તમને એક સવાલ પુછવો છે.

શું ?

શિવપ્રસાદના મૃત્યુ પછી ગામડીઆઓએ તે કુતરો ફરીથી જોયો છે ?

ના.

ઠીક જાવ ત્યારે.

# પ્રકરણ ૬ ઠું

## જીંદગીને માટે

કેમ કનૈયાલાલ તમે પણ ચાલ્યા ?

હા ! કાંઇ કામ છે ? હોય તો બેસું મેં પ્રત્યુત્તર આપ્યો.

ના ના તમારે જવું હોય તો જાવ. મારે તો આ બાબત ગંભીર વિચાર કરવાનો છે, વિચાર કરતી વખતે એકાંત હોય તો સારૂં, મને ખાત્રી છે કે સવાર સુધીમાં હું વિચાર કરી લઇશ,

તમે સવારે ક્યારે આવશો ? બરાબર ૬ વાગે આવજો, નક્કી હો ! ભુલતા નહિ.

મને ખબર હતી કે મારો મિત્ર આવાં કામ માટે એકાંત શોધતો, તેથી હું ખાસ ઉઠયો હતો, હું ઘેર ગયો અને જમીને સુઇ રહ્યો, પરંતુ આખી રાત્રિ મને તે દૈવી કુતરાનાંજ સ્વપ્નાં આવ્યાં. મેં પણ તે વિષે ઘણો વિચાર કર્યો, પરંતુ નિર્ણય પર આવી શકયો નહિ, મને આ બાબતમાં રસ પડતો હતો તેથી હું જે હંમેશાં ૯ વાગે ઉઠનારો તે પાંચ વાગે ઉઠયો. અને નહાઇ ધોઇને પ્રભુલાલને ત્યાં ગયો. પ્રભુલાલ પોતાના ઓરડામાં વિચારમાં બેઠા હતા.

અહો આવી પહોંચ્યા ! મને લાગે છે કે આજ સુધીમાં આજ પહેલીજ વાર મુકરર કરેલા વખતે આવ્યા. તમે તો આઠ નવ વાગે ઉઠનારા તેને વળી આ શું તાન ચઢી ગયું ? વાતમાં રસ બહુજ પડતો લાગે છે. પ્રભુલાલે હસીને કહ્યું.

હું પ્રત્યુતરમાં હસ્યો.

તમે કાંઇ નિર્ણય ઉપર આવ્યા ?

ના મેં વિચાર તો ઘણોજ કરી જોયો, મને તો ડોકટર શાન્તિરાયની વાત સાચી લાગે છે.

અરે તમારી ભલી થાય ? તમે પણ આવી વાતો માનવા મંડયા ? આપણી સામે બે પ્રશ્નો છે. પહેલો પ્રશ્ન એ કે આ કામમાં કોઇ પ્રાણીનો હાથ છે કે નહિ ? અને બીજો પ્રશ્ન જો હાથ હોય તો કયા પ્રાણીનો, અને શા માટે ? તે આપણે શોધી કાઢવું જોઇએ. હવે જો શાન્તિરાયના કહેવા પ્રમાણે દૈવી કુતરાનો

હાથ હોય તો આપણી ત પાને અન્ત આવે છે. પણ આપણે આ વાત માનીએ તે પહેલાં કાંઇ પ્રયત્ન કરવો જોઇએ, તમારૂં શું કહેવું છે ?

હા વાત ગંભીર છે.

આ કેસમાં કોઇ કોઇ વાત એવી છે કે જેમાં આપણે ખરાબ વિચાર કરવાનો છે, દાખલા તરીકે શિવપ્રસાદનાં પગલાં નાનાં નાનાં થતાં ગયાં તે ઉપરથી તમારૂં શું ધારવું છે ?

શાન્તિરાયનું કહેવું છે કે, તે પોતાના પગનાં આંગળાં ઉપર ચાલતો હશે.

એ વાત આપણે શા માટે માનવી જોઇએ ? એક માણસ વરસાદ વરસ્યા પછી, રાત્રીના લગભગ નવ દસ વાગે ગામના નિર્જન ભાગમાં પગનાં આંગળાં ઉપર શા માટે ચાલે ?

મને કંઇ સમજાતું નથી

કનૈયાલાલ, તે દોડતો હતો, બહુજ જોસથી દોડતો હતો, પોતાની જીંદગી બચાવવા માટે જેમ બને તેમ ઝડપથી દોડતો હતો તે એટલી હદ સુધી કે તેનું હૃદય ફાટી ગયું અને તે મરી ગયો.

શા માટે દોડતો હશે ?

તેની તો આપણે તપાસ કરવાની છે. કેટલાંક ચિન્હો ઉપ-રથી એટલું તો માલુમ પડે છે કે, બહુ બીકને લીધે તે દોડતો હોવો જોઇએ. તેણે કાંઇક એવુ જોયું હશે કે જેથી તે ગભરાયો અને દોડવા માંડયો.

તમે શા ઉપરથી આમ કહો છો ?

મારૂં એમ ધારવું છે કે, તેની બીકનું કારણ જંગલમાંજ

હોવું જોઇએ, તે ઘરની દિશાએ ન દોડતાં નિર્જન ભાગમાં દોડયો, તેનું કારણુ એ કે, તે ગભરાટમાં ગાંડા જેવો થઇ ગયો. પેલા ઘોડાવાળાનું કહેવું સાચું હોય તો જે ભાગમાં મદદ મળવી મુશ્કેલ ને ભાગમાં તે મદદ માટે બુમો પાડતો દોડયો. તે શિવાય આપણે એક બીજી વાત જાણવાની છે. તે દરવાજા પાસે કોઇની રાહ જોઇને ઉભો હતો, તો તે કોને માટે રાહ જોતો હતો, અને પોતાના ઘરમાંજ રાહ ન જોતાં ઠેઠ નાકા સુધી રાહ જોવા શા માટે આવ્યો ?

તમે શા ઉપરથી ધારો છો કે તે કોઇની રાહ જોતો હતો ?

માણસ વૃદ્ધ અને બીકણ હતો. તો પછી વરસાદ વરસી રહ્યા પછી ભીની જમીનમાં તે ફરવા જાય તે આશ્ચર્યકારક, તે સિવાય શાન્તિરાયે પોતાની ચાલાકીથી જાણી લીધું કે તે પાંચ દસ મિનીટ નાકા પાસે ઉભો હતો.

પરંતુ તે તો હંમેશ ફરવા જતો.

પરંતુ તે હંમેશ દરવાજા પાસે પાંચ દસ મિનીટ ઉભો નહોતો રહેતો, ઉલટું શાન્તિરાયનું એમ કહેવું છે કે તે કોઇ દિવસ સાંજ પછી જંગલ તરફજ ન જતો; કારણુ કે તેને બીક લાગતી, ફક્ત તેજ રાત્રે તે પાંચ મિનીટ ઉભો રહ્યો, બીજે દિવસે તે મુંબઇ આવવાનો હતો, કનૈયાલાલ ! બધી વાતો મળી જાય છે. પરંતુ હવે તો મને લાગે છે કે અત્યારે તો આપણે ચાને ન્યાય આપી દઇએ, વધુ વિચાર શાન્તિરાય અને આનંદરાય આવી ગયા પછી કરીશું.



# પ્રકરણ ૭ મું

## ધમકી કે વિનંતી

અમે આ નાસ્તાને ન્યાય આપીને અમારા ગ્રાહકોની રાહ જોઇને બેઠા. બરાબર દસ વાગે ડો શાન્તિરાય અને એક બીજો ૩૦-૩૨ વર્ષનો યુવક આવ્યો. અમે જાણી લીધું કે તે ગૃહસ્થ આનંદરાય બક્ષીજ હોવો જોઇએ.

આ મી. આણંદરાય બક્ષી. શાન્તિરાયે ઓરડામાં દાખલ થતાં કહ્યું.

મી. પ્રભુલાલ! મેં તમારી કીર્તિ ઠીક સાંભળી છે, તેથી કદાચ શાન્તિરાય મને અહિં લાવ્યા ન હોત તો પણ મારી ઇચ્છા તમારી પાસેજ આવવાની હતી; કારણ કે આજ સવારે એક એવો બનાવ બન્યો છે. કે જેમાં તમારી સલાહ લેવી બહુજ જરૂરી છે.

બેસો! બેસો! મુંબઇમાં આવ્યા પછી એવો શું વિચિત્ર બનાવ બન્યો છે?

જો કે બહુ ઉપયોગી નથી, પરંતુ વિચિત્ર તો ખરો મને તો એ મશ્કરી લાગે છે. જુઓ! આ પત્ર મને આજ મળ્યો છે.

એમ કહી તેણે કવર ટેબલ ઉપર મૂકયું, અને પ્રભુલાલે તે હાથમાં લઇને જોયું. શિરનામું નીચે પ્રમાણે બહુ ખરાબ અક્ષરમાં હતું:—

શ્રીયુત આણંદરાયભાઇ બક્ષી સીલોનવાળા

નૃસિંહ હિંદુ લોજ, મુંબાઇ

ટીકીટ ઉપર આગલા દિવસની છાપ હતી.

તમે નૃસિંહ હિંદુ લોજમાં ઉતરવાના છો, તેની કોને કોને ખબર હતી ?

અમારા બે સિવાય કોઇને નહિ; કારણ કે આનંદરાય ટ્રેનમાંથી ઉતર્યા પછી અમે તે લોજમાં જવાનું નક્કી કરેલું. શાન્તિરાયે કહ્યું.

ત્યારે અમુક માણસ તમારી હિલચાલ જુએ છે, તમારી હિલચાલ સાથે તેને કાંઇ સંબંધ હોય એમ લાગે છે. પ્રભુલાલે કહ્યું, અને કવરમાંથી કાગળ કાઢયો. કાગળ પણ વિચિત્ર હતો. કોરા કાગળમાં કોઇ છાપામાંથી છાપેલી કટકીઓ કાપીને ચોટાડેલ હતી. તેની એક લીટી બની હતી. તે નીચે પ્રમાણે હતી. "જીંદગી બચાવવી હોય તો મંડુર આવવું નહિ" બધા શબ્દોની જુદી જુદી છાપેલા કટકીઓ હતી. ફકત મંડુર શબ્દ શાહીથી લખેલ હતો

મી. પ્રભુલાલ! કહો જોઇએ ત્યારે આ કાગળ લખનાર વિચિત્ર પુરૂષ કોણ છે, અને શા માટે મારી હિલચાલ પાછળ નજર રાખે છે ? આનંદરાયે કહ્યું.

કનૈયાલાલ! તમે ગઇ કાલનું "નવજીવન" વાંચ્યું છે ? પ્રભુલાલે મને પુછ્યું.

ના આ પડયું ખુણામાં. મે પ્રત્યુત્તર આપ્યો.

તે જરા લઇ લોને ? તેમાં બીજે પાને રેંટીયા વિષે લેખ છે. તેનો બીજો પેરેગ્રાફ વાંચી સંભળાવો જોઇએ.

હું વાંચવા મંડયો.

રેંટીયો તો જીંદગીની રક્ષા રૂપ છે. તમારી ભગિનીઓ અને માતાઓનું શિયળ વ્હાલું લાગતું હોય તો જરૂર રેંટીયો કાંતજો. તમારે શું લક્ષ્મી બચાવવી નથી? તમોને સ્વતંત્રતા વ્હાલી નથી? સ્વતંત્રતા કયા પામરને વ્હાલી નહિ હોય? સ્વતંત્રતાને મંદિરે સહિસલામત આવવું હોય તો રેંટીયા રૂપી ભોમીયાને સાથેજ લેજો. (આવો લેખ નવજીવનમાં કદિ આવ્યો નથી, પરંતુ વાર્તાના અનુસંધાન માટે આ વાકયો ઘડી કાઢયાં છે.)

ભાડમાં પડે તમારો રેંટીયો અને સ્વતંત્રતા. આપણી વાત તો પુરી કરો! પછી તમારે વાંચવું હોય તો વાંચજોને. આનંદરાય ચીડાઇ ગયો હોય એમ લાગ્યું.

તમે હજુ સમજ્યા નથી, આપણે તો અત્યારે તમારી વાતોજ કરીએ છીએ. આપણા કાગળમાંનાં પહેલાં વાકયને, અને આને ઘણો સંબંધ છે. કનૈયાલાલ તમે તે કાંઇ સમજ્યા? પ્રભુલાલે પુછયું.

ના, મને તો કાંઇ ખબર ન પડી.

તમોએ આ પેરેગ્રાફમાં નીચેના શબ્દો ઉપર ધ્યાન આપ્યું? જીંદગીને, હોય તો, બચાવવી, નહિ, આવવું, તે શબ્દો આ પત્રમાં પણ છે. હવે સમજ પડી કે, આ કાગળમાંની કટકીઓ કયા પેપરમાંથી કાપી કાઢવામાં આવી છે?

હા બરાબર, તમે ગજબ કરી; આ શબ્દો નવજીવનના આ પાનામાંથીજ ફાડી લેવામાં આવેલ છે. આનંદરાયે ઘણા આશ્ચર્ય સાથે કહ્યું.

હજુ પણ શંકા રહેતી હોય તો જુઓ હોય તો શબ્દો બંને સાથેજ આ પેપરમાં છે. અને આ કાગળમાં પણ હોય તો એકજ

કટકીમાં છે.

હા! બરાબર. હું પણ આશ્ચર્યચકિત થયો.

ખરેખર પ્રભુલાલ! મેં તમને ધાર્યા હતા તે કરતાં, પણ તમે વધારે બાહોશ છો. આ કટકીઓ ઉપરથી કોઇ પણ માણસ કહી શકશે કે, કોઇ ન્યુસ પેપરમાંથી લીધેલ છે, પરંતુ તમે તો, ગઇ કાલના નવજીવનમાં આવેલ, રેંટીયા વિષેના લેખના બીજા પેરેગ્રાફમાંથી આ શબ્દો કાપી લીધા છેં, તે પણ કહી દીધું તે ગજબની વાત છે. ડો. શાન્તિરાયે કહ્યું.

ડાકતર! ભલા તમે એક હબસીની અને એક યુરોપીયનની ખોપરી ઓળખી શકો ખરા?

હા તેમાં શું? તે તો મારો અભ્યાસ રહ્યો.

ત્યારે સાહેબ, આ પણ મારો અભ્યાસ રહ્યો. અમારે ડીટેક્ટિવને તો રોજ બધાં છાપા ફેરવી જવાં જોઇએ, એટલે બધું ધ્યાનમાં રહે.

ઠીક પણ આ કાતરથી કાપેલ છે કેમ?

નહિ ચપ્પુથી.

તે કેવી રીતે?

કાંઇ બધું કહી દેવાય?

ભલા પરંતુ મંકુર શબ્દ શાહીથી લખવાનું પ્રયોજન? શાન્તિરાયે પુછ્યું.

ભલા માણસ! એટલી સમજ નથી પડતી? મંકુર શબ્દ છાપેલો ન મળી આવ્યો એટલે હાથેથી લખ્યો છે.

પરંતુ આ શિવાય બીજું કાંઇ માલુમ પડે છે ? મેં પુછયું.

હા જુઓ એક બે નિશાની એવી છે કે જેથી તે કયાંથી લખાયો છે, તે ખબર પડી જાય. જો કે ખબર ન પડે તે માટે તેણે મહેનત તો ઘણીજ કરેલી છે. આ શિરનામું જુઓ, બહુજ ખરાબ અક્ષરમાં અક્ષર ન ઓળખાઇ જાય તે માટે લખેલ છે, પરંતુ નવજીવન એવું પેપર છે તે હંમેશાં કેળવાયેલ ગૃહસ્થ પાસેજ હોય તેથી આપણે એટલું તો ધારી શકીએ કે આ પત્ર એક કેળવાયેલ માણસે પોતે અભણ હોવાનો ડોળ કરીને અક્ષર પકડાઇ ન જાય તેવી રીતે લખેલ છે તે શિવાય આ કટકાઓ સીધી લીટીમાં નથી. કોઇ કટકી જરા ઉંચે ચડી ગઇ છે તો કોઇ નીચે છે. દાખલા તરીકે બચાવવી શબ્દ જરા ઉંચે છે ને આવવું જરા નીચે આવી ગયેલ છે. તેનું બેમાંથી એક કારણ લેખી શકાય કાં-તો આ કટકીઓ ચોટાડનાર માણસ બેદરકાર છે, અથવા તે ગભરાટમાં અને ઉતાવળમાં છે. હવે તે બેદરકાર હોય તે અસંભવિત છે, કારણ કે આવો પત્ર લખનાર માણસ બેદરકાર હોયજ નહિ, તો પછી તે ઉતાવળમાં હોય તો સવાલ ઉભો થાય છે કે તેને ઉતાવળ કરવાનું શું પ્રયોજન ? તેને ખાત્રી હોવી જોઇએ કે સાંજને બદલે બીજે દિવસે સવારે કાગળ પોષ્ટમાં નાખે તો પણ મુંબઇ છોડયા પહેલાં તે પત્ર તમોને મળે તો પછી ઉતાવળ શા માટે કરી ? તેનું કારણ આ પત્ર લખનારને કોઇ દેખી જાય એવી બીક હોવી જોઇએ.

તમે આ અનુમાનના ફાંટીયા ઠીક મારો છો. ડા. શાન્તિ-રાયે કહ્યું.

જો આટલો વિચાર કે અનુમાન અમે બરાબર ન કરી શકીએ તો અમે ડીટેક્ટિવ શેના ? હું તમોને ખાત્રી આપું છું કે આ પત્ર કોઇ લોજમાં લખાયેલ છે.

અરે ! તે તમે કયાંથી જાણ્યું ?

તમે બરાબર તપાસ કરશો તો માલુમ પડશે કે આ શાહી અને કલમે લખનારને બહુજ મહેનત આપી છે, કારણ કે આ મંકુર શબ્દ લખવામાં તેણે બે ત્રણવાર કલમ શાહીમાં બોળી છે, તો પણ બરાબર લખાણો નથી આ ઉપરથી એમ અનુમાન થાય છે કે ખડીયામાં શાહી ઓછી હોવી જોઇએ અને કલમ પણ ખરાબ એક કેળવાયેલ માણસને ત્યાં આવું અંધેર ન હોય, પરંતુ લોજમાં કે હોટલમાં આવું હોય છે, કારણ કે ત્યાં તો તે પંચનો માલ રહ્યો, તેથી આવું બને છે. માટે જો આપણે અહીંની મુખ્ય લોજોની વેસ્ટપેપર બાસ્કેટ તપાસીએ તો નવજીવનનું આ પાનુ મળી આવે અને તે ઉપરથી આ પત્ર લખનારને આપણે સ્હેલાઇથી પકડી શકીએ.

તમારી અનુમાન કરવાની શક્તિ તો જબરી લાગે છે.

તમે કોઇ પણ માણસને તમારી પાછળ ફરતો જોયો છે ?

ના ના અમારી પાછળ કોઇને ફરવાનું શું પ્રયોજન હોય.

તે હું તમોને પછીથી સમજાવીશ.

---

# પ્રકરણ ૮ મું

## જોડાની ચોરી

ગઇ કાલે સાંજથી અત્યાર સુધીમાં કોઇ વિચિત્ર કે નવીન જાણવા જોગ બનાવ બન્યો છે ?

હા એક માણસનો એક જોડો ખોવાઇ જાય તેને વિચિત્ર વાત ગણવી જોઇએ. આનંદરાયે કહ્યું.

શું તમારો એક જોડો ખોવાણો છે.

હા.

મારા મહેરબાન ! તે કયાંક મુકાઇ ગયો હશે આપણે લોજમાં જઇને તપાસ કરશું તો મળી આવશે આવી નકામી બાબત માટે પ્રભુલાલને શા માટે તસ્દી આપવી જોઇએ ? શાન્તિરાયે કાંઇક ગુસ્સાથી કહ્યું પરંતુ આનંદરાયે ખુલાસો કર્યો કે પ્રભુલાલે કાંઇ વિચિત્ર બનાવ વિષે પુછયું તો સત્ય વાત કહેવી તે મારી ફરજ છે.

હા મને પણ લાગે છે કે તે કયાંક મુકાઇ ગયો હશે પ્રભુલાલે કહ્યું.

તમે જેમ ગણો તેમ, રાત્રે મેં અમારી ઓરડીની બહાર બુટની જોડી મુકી અને સવારમાં જોયું તો એકજ બુટ હતો, નોકરોને પુછયું તો પણ પત્તો નહિ, મેં તે ગઇ કાલે જ નવા લીધા હતા, અને હજુ પહેરી પણ જોયા નથી.

ત્યારે હું ધારું છું કે ગઇ કાલે મુંબઇ આવ્યા પછી તમે બજારમાં બુટ ખરીદ કરવા ગયા હતા.

હા મેં બીજી પણ કેટલીક ચીજો લીધી હતી, શાન્તિરાય સાથે હતા, હું હવે જાગીરદાર થયેલ હોવાથી. મ રે મારા લાયક કપડાં તથા બીજી ચીજો જોઇએ તેથી હું બજારમાં ગયેલ અને બીજી ચીજોની સાથે રૂ. ૧૫)ની બુટની જોડ પણ લીધેલ.

કોઇ માણસ એક જોડાની ચોરી કરે તે અસંભવિત વાત છે તેથીજ મને શાંતિરાયનું કહેવું ખરૂં લાગે છે, કે તે કયાંક મુકાઇ ગયો હશે......પણ શાંતિરાય! પેલી દંતકથાથી ભાઇને વાકેફ કર્યા ?

ના.

ઠીક અત્યારેજ તે દંતકથા ભાઇને સમજાવો.

આનંદરાયના હૃદય ઉપર આ દંતકથાએ કાંઇક અસર કરીહોય તેમ લાગ્યું. થોડીવાર પછી આનંદરાયે કહ્યુ મે અગાઉ આ વિષે કાંઇક સાંભળેલ ખરૂં પરંતુ તે દિવસે મેં તેને સાવ બીનપાયાદાર માની હતી, મને તો હવે ખબર પડી કે આ દંતકથા અને મારા કાકાના મૃત્યુને ઘણોજ સબંધ છે આજ મને આ વિચિત્ર કાગળ મળ્યો તેથી બધી વાત બંધ બેસતી આવે છે.

મને લાગે છે કે આ વિચિત્ર પત્ર લખનાર માણુસને શિવપ્રસાદના મૃત્યુ વિષે અને આ દંતકથા વિશે આપણા કરતાં વધુ જ્ઞાન હોવું જોઇએ. શાન્તિરાયે કહ્યું.

અને વળી તે માણુસને તમારે માટે પ્રેમ અને લાગણી છે, અને તેથીજ તમને ચેતવણી આપી છે પ્રભુલાલે કહ્યું.

અથવા તો એમ પણ બનવાજોગ છે કે આ પત્ર લખનાર પ્રપંચી હોય અને મને આ જાગીરનો માલીક થતાં અટકાવવો હોય આનંદરાયે કહ્યું.

શાન્તિરાયે પેલી દંતકથા આનંદરાયને વાંચી સંભળાવી. આનંદરાયના હૃદય ઉપર આ દંતકથાએ કાંઇક અસર કરી હોય

હા તે પણ સંભવિત છે હવે આપણે અત્યારે એક વાત નક્કી કરવાની છે, કે તમારે મંદુર જવું ઉચિત છે કે નહિ?

મારે શા માટે ન જવું?

કારણ કે ત્યાં ભય જેવું છે.

તે ગમે તેમ હોય પરંતુ મારો વિચાર ફરે તેમ નથી આકાશથી ઇશ્વર ઉતરીને નીચે આવે તો પણ હું મારી જન્મ ભૂમિમાં જવાનોજ. મેં હજુ પુરો વિચાર કર્યો નથી એક કલાક એકાંતમાં વિચાર કર્યા પછી તમોને ચોક્કસ જવાબ આપીશ. અત્યારે જુઓ ૧૧॥ વાગ્યા છે તેથી અમે હવે જઇએ છીએ તમોને ત્યાં ૧ વાગે જમવા આવવાનું નોતરૂં આપું છું, તમે બન્ને જણા આવજો આપણે વધુ વિચાર ત્યાંજ કરીશું.

ઠીક ત્યાંરે અમે ત્યાં એક વાગે આવશું. તમારા માટે ગાડી મંગાવું ને?

ના ના. અમે અત્યારે ચાલીનેજ જશું.

ઠીક સાહેબજી. એક વાગે મળીશું.

સાહેબજી.

# પ્રકરણ ૯ મું

## જાસુસ

તેઓ હજી ઘરની બહાર માંડ નીકળ્યા હશે તેવામાં મને પ્રભુલાલે કહ્યું કનૈયાલાલ! એકદમ

કપડાં પહેરી લો. એટલું કહી પોતે એકદમ ઓરડામાં દોડયા અને ઝપાટાબંધ કપડાં પહેરી બહાર નિકળ્યા. થોડે દુર શાન્તિરાય અને આનંદરાય વાતો કરતા ચાલ્યા જતા હતા.

હું દોડી જઇને તેમને ઉભા રાખું ? મેં પુછયું.

નહિ નહિ મારી સાથે ગુપચુપ ચાલ્યા આવો એટલે બસ.

અમે તેઓની પાછળ ચાલ્યા એક પછી એક રસ્તા વટાવતા ગયા, પ્રભુલાલ ચારે તરફ નજર રાખીને ચાલતા હતા, તેની નજર જરા આગળ ધીમે ધીમે ચાલતી એક ગાડી તરફ હતી. અમે એકદમ ચાલતા ચાલતા ગાડીની પાસે આવી ગયા.

કનૈયાલાલ! આ ગાડીમાં બેઠેલ માણુસને બરાબર જોઇ લો. પ્રભુલાલે મને ધીમેથી કહ્યું.

મને જોતાં માલુમ પડયું કે એક દાઢીવાળો પુરૂષ ગાડીમાં બેઠો હતો, અને ગાડી શાન્તિરાય અને આનંદરાય ગયા તેજ રસ્તે જતી હતી તે પુરૂષ અમને ઓળખી ગયો હોય કે ગમે તેમ હોય પરંતુ તેણે ગાડીવાળાને કાંઇક ઇસારો કર્યો અને પરિણામે ગાડી એક બીજા રસ્તા ઉપર વળી ગઇ અને બહુજ ઝડપથી ચાલી ગઇ. પ્રભુલાલે બીજી ભાડુતી ગાડી માટે તપાસ કરી પરંતુ કમનસીબે તે ન મળી.

કનૈયાલાલ ખરેખર આજ આપણે એક મોટો લાગ ખોયો છે પણ થાય શું ? પ્રભુલાલે નિરાશ થઇને કહ્યું.

તે માણુસ કોણ હશે ? મેં પુછયું.

મને ખબર નથી.

કોઇ જાસુસ આપણા મિત્રોની હિલચાલ તરફ ધ્યાન રાખનાર નહિ હોય ? મેં પુછ્યું.

હું એમ ધારૂં છું, કારણ કે એ તો ચોક્કસ છે કે કોઇ વ્યક્તિ આપણા મિત્રોની હિલચાલ તરફ બરાબર ધ્યાન રાખે છે. નહિ તો આનંદરાય નૃસિંહ હિંદુ લોજમાં ઉતરશે તેની કોઇને ખબર ક્યાંથી હોય ? મેં ધાર્યું કે જો કોઇ વ્યક્તિ આ બન્ને જણા પાછળ ગઇ કાલે ફરેલ હોય તો આજ પણ તે આ બન્નેની પાછળ ફરે તે બનવા જોગ છે. તમને જો યાદ હોય તો જ્યારે શાન્તિરાય આનંદરાયને પેલી દંતકથા વાંચી સંભળાવતા હતા ત્યારે બે ત્રણ વાર મેં બારીમાંથી રસ્તા ઉપર ડોકું કાઢ્યું હતું.

હા મને બરાબર યાદ છે.

હું ધારતો હતો કે કોઇ માણસ આનંદરાયની છુપી તપાસ રાખવા આપણી ઓફીસની આસપાસ ફરતો હશે, પરંતુ ત્યાં કોઇ દેખાણું નહિ. કનૈયાલાલ ! આપણે એક બડા બાહોશ અને ચાલાક માણસ સાથે કામ પાડવાનું છે, તે માણસ સારા ઉદેશથી કામ કરે છે કે ખરાબ ઉદેશથી ? તે હજુ હું જાણી શકયો નથી. પરંતુ માણસ ચાલાક છે એટલું હું કહી શકું છું. આપણા બન્ને મિત્રો ચાલ્યા કે તરતજ આપણે તેઓની પાછળ ફરનાર વ્યક્તિને શોધવાના ઉદેશથી ગયા પણ તે માણસ બહુજ સાવચેતીથી કામ કરનાર છે તેથી તેણે પોતાના પગ ઉપર વિશ્વાસ ન રાખતાં ગાડી ભાડે કરી છે કારણ કે તે ગાડીમાં બેસીને આપણા મિત્રોની પાછળ પાછળ ફરે તો કોઇને શક ભાગ્યેજ જાય તે સિવાય જો આપણા મિત્રો ગાડી ભાડે કરે તો તે ગાડી પછવાડે પોતાની

ગાડીમાં બહુજ સહેલાઇથી જઇ શકે, જો તેની પાસે ગાડી ન હોય તો તેને ટાંટીયા ઘસીને બેસી રહેવું પડે. જેવી આપણી સ્થિતિ થઇ તેવીજ તેની સ્થિતિ થાય ટુંકામાં એટલુંજ કે પોતે ગાડીમાં બેઠો હોય તો આપણા મિત્રો તેની નજરમાંથી છટકી નજ શકે.

પ્રભુલાલ ! આપણે ગાડીનો નંબર પણ જોતાં ભુલી ગયાં.

મને શું તમે એવો મૂર્ખ ધારો છો ? ગાડીનો નંબર મેં બરાબર જોયો છે. ૫૭૦૯ પરંતુ તેથી કાંઇ ફાયદો નથી.

તેથી વધુ તમે શું કરી શકત ?

જુઓ તે ગાડી બરાબર જોઇ લીધા પછી આપણે કોઇ બીજા રસ્તા ઉપર ચાલ્યા જાત. ત્યાં જઇને એક ગાડી ભાડે કરત અને આ જાસુસવાળી ગાડી પાછળ જરા અંતર રાખીને આપણી ગાડી ચલાવત અથવા તો તેની પહેલાંજ નૃસિંહ હિંદુ લોજના મકાન પાછળ સંતાઇ રહેત. મને ખાત્રી છે કે તે નૃસિંહ હિંદુ લોજના મકાન પાસે આપણા મિત્રોની પાછળ આવત આપણે પછી તેની હિલચાલ સંતાઇને બરાબર જોત અને કાંઇક કાવતરૂં કરતાં દેખત તો તેને એકદમ પકડી પાડત. હું એક બીજી વાત કહું ? મારૂં ધારવું છે કે પેલો જોડા ચોરનાર આ માણસ હોવો જોઇએ.

તમે તે કેમ જાણ્યું ? તેને એક બુટની શી જરૂર ?

તે તો હું તમોને પછી કહીશ પરંતુ તમે તે માણસનો ચહેરો બરાબર જોઇ શકયા ?

નહિ ફકત દાઢી જોઇ.

મને લાગે છે કે તે બનાવટી હોવી જોઇએ. તેવામાં અમે એક નહાનકડા ઘર પાસે આવી પહોંચ્યા પ્રભુલાલે ઘરની બારી

પાસે જઇને રાડ પાડી.

મગન ! ઓ મગન ! ઘરમાંથી એક ૧૪–૧૫ વરસનો છોકરો નીકળ્યો.

મગન ! મને ઓળખે છે ? પ્રભુલાલે પુછ્યું.

એટલી વારમાં કાંઇ ભુલી જાઉં ? તમે પહેલાં ખુનના કેસમાં એક નજીવું કામ મારી પાસે કરાવ્યું હતું અને ઘણું જ ઇનામ આપ્યું હતું.

ત્યારે આજ એક કામ કરીશ ?

હા ભલે શા માટે ન કરૂં ?

નૃસિંહ હિંદુ લોજની આસપાસ ૧૫ લોજ છે તેનું આ લીસ્ટ. તારે એક પછી એક બધી લોજમાં જવાનું. સમજ્યો ?

હા.

હું તને રૂપિયા પંદર આપું છું દરેક લોજના કારકુન પાસે જઇને એક રૂપિયો આપવો અને પછી તેને કહેવું કે અમારા શેઠનો બહુજ જરૂરી તાર અહીં રહી ગયો છે. તો ગઇ કાલના રદી કાગળની ટોપલી બતાવો. સમજ્યો ?

હા.

તારનું ફક્ત બાનુંજ છે. ખરી રીતે તો તારે ગઇ કાલના નવજીવનનું બીજું પાનું જે આના જેવું (એમ કહીને નવજીવનનું તે પાનું બતાવ્યું ) શોધી કાઢવાનું છે. તેમાં આ રેંટીઆ વિષેના લેખમાંથી અમુક શબ્દો કાપેલા હોવા જોઇએ સમજ્યો ?

હા.

તે તને મળે એટલે પછી બીજી લોજમાં ન જતાં મને

ટેલીફોનદ્વારા જણાવવું કે ફુલાણી લોજમાંથી નવજીવનનું પાનું મળ્યું છે. તારાથી આ કામ થઇ શકશે ને ?

હા આ તો સાવ સહેલું કામ છે.

લે તને રૂપિયા પંદર ઇનામ.

છોકરો ખુશી થઇને ચાલતો થયો.

તે ગયા પછી પ્રભુલાલે કહ્યું ચાલો આપણે આ પાસે એક ઓળખીતાની ઓફીસ છે ત્યાં જઇએ. ત્યાં જઇને તમે મ્યુનીસીપાલ ઓફીસને ટેલીફોન કરજો કે ૫૭૦૯ નંબરનો ગાડીવાળો ગીરગામ ઉપર ૪ વાગે ડૉ. કનૈયાલાલને મળે.

મેં ટેલીફોન કર્યો. મ્યુનીસીપાલ ઓફીસરે પ્રત્યુતર આપ્યો, હા ભલે તે તમોને ચાર વાગે મળશે.

## પ્રકરણ ૧૦ મું

### જોડાનું કૌતક

લાયબ્રેરીમાંથી જઇ આવીને બરોબર એક વાગે અમે નૃસિંહ હિંદુ લોજમાં ગયા, અંદર દાખલ થયા કે તરતજ એક નોકરે અમને કહ્યું કે, શ્રીયુત આનંદરાય તમારી રાહ જોઇનેજ બેઠા છે.

તમારા ગ્રાહકનું રજીસ્ટર જરા બતાવશો ? પ્રભુલાલે પુછ્યું.

હા ઘણીજ ખુશીથી.

અમે રજીસ્ટર જોયું તો છેલ્લામાં છેલ્લું નામ આનંદરાયનું હતું તેના પછી બીજું કોઇ આવ્યું નહોતું. અમે ઉપર જવા મંડયા.

કનૈયાલાલ જે માણસ આપણા મિત્રોની હિલચાલમાં આટલો બધો રસ લે છે તે આ લોજમાં નથી ઉતર્યો તેથી ચોક્કસ થાય છે કે તે છુપી વ્યક્તિ પોતાને કોઇ જોઇ ન જાય તેની બહુજ સંભાળ રાખે છે. આ ઉપરથી શું જણાઇ આવે છે ?

મને કાંઇ સમજ પડતી નથી.

તેટલામાં અમે મેડી ઉપર પહોંચી ગયા અને જોયું તો આનંદરાય એક કાળો જુનો બુટ લઇને કોઇ ઉપર ગુસ્સે થયા હોય તેમ બરાડા પાડતા હતા.

મને લાગે છે કે આ લોજવાળા મને નમાલો ગણે છે હું ખાત્રીથી કહું છું કે જો તેનો નોકર મારો ખોવાયેલ જોડો નહિ ગોતી આપે તો મારે કાંઇક કરવું પડશે.

તમે હજી સુધી જોડાની શોધ કરો છો ? પ્રભુલાલે પુછ્યું.

હા. અને તે મળ્યા પછીજ જંપીને બેસીશ,

પરંતુ તમે કહેતા હતા કે તે બુટ તો બ્રાઉન હતો.

મારી પાસે કુલ ત્રણ જોડી છે તેમાંથી એક જોડી તો પહેરી રાખું છું, એક જોડી કાળા જુના બુટની છે, અને ત્રીજી બ્રાઉન બુટની ગઇ કાલે નવી લાવ્યો, તેમાંથી ગઇ કાલે એક બુટ ખોવાઇ ગયો. આજ વળી આ જુની જોડીનો એક બુટ કોઇ ઉપાડી ગયું.

તરતજ એક નોકર આવ્યો અને કહ્યું કે સાહેબ હું બધે ગોતી વળ્યો પરંતુ તેનો કયાંય પત્તો નથી.

જો આજ સાંજ સુધીમાં મને તે નહિ મળે તો હું આ લોજમાં વધુ વખત નહિ રહેતાં ચાલ્યો જઇશ.

સાહેબ જરા ધીરજ રાખો હું મહેનત કરી ગોતી કાઢીશ.

મને લાગે છે કે આ મકાનમાં હું પોતેજ કાં તો ખોવાઇ જઇશ......પ્રભુલાલ હું તમને આવા નજીવા કામ માટે તસ્દી આપું છું તે માફ કરશો.

નહિ આ નજીવી વાત ન જ ગણાય મને લાગે છે કે આમાં ભયંકર ભેદ છે, મેં આજ સુધીમાં સેંકડો કેસ હાથમાં લીધા પરંતુ તમારા જેવો વિચિત્ર કેસ તો મેં કદી સાંભળેલ જ નથી.

અમે પછી જમી લીધું. થોડીક નકામી વાતચીત થયા પછી પ્રભુલાલે પુછ્યું. કેમ પછી શું નક્કી કર્યું ?

મંડુર જવું જ. આનંદરાયે કહ્યું.

ક્યારે ?

આઠ દિવસ પછી.

હું પણ ધારું છું કે તમારો તે વિચાર ઠીક છે. તમારી પાછળ કોઇ વ્યકિત ફર્યા કરે છે, પરંતુ આવા મોટા શહેરમાં તેવા માણસને શોધી કાઢવો મુશ્કેલ છે. તેથી જો તે આવા શહેરમાં કાંઇ અનિષ્ટ કરવા ધારે તો ઘણીજ સહેલાઇથી કરી શકે અને તે અટકાવવાના આપણા પ્રયત્નો નિષ્ફળ જાય. આજ તમે મારે ઘેરથી નીકળ્યા પછી તમારી પાછળ એક વ્યક્તિ ફરતી હતી તેની તમને ખબર નહિ હોય.

અમારી પાછળ કોણ ફરતું હતું ? શાન્તિરાયે કાંઇક ગુસ્સે થઇને કહ્યું.

કોણ તે હું ઓળખતો નથી, પરંતુ મંડુરમાં કોઇ દાઢીવાળો તમારો ઓળખીતો કે પાડોશી છે ?

હા શિવપ્રસાદભાઇનો નોકર લક્ષ્મણ દાઢી રાખે છે. શાન્તિરાયે કહ્યું.

તે હાલમાં ક્યાં છે ?

મંડુરમાં જ શેઠના ઘરની દેખરેખ રાખે છે.

તો આપણે અત્યારે જાણી લેવું જોઇએ કે લક્ષ્મણ હાલમાં મંડુરમાં છે કે આંહી આવેલ છે ?

તે કેવી રીતે ખબર પડે ?

જુઓ આપણે લક્ષ્મણને સરનામે તાર કરીએ.

**લક્ષ્મણ, બક્ષી વીલા મંડુર**

આનંદરાય ભાઇ માટે બધી તૈયારી કરી રાખી છે ?

**શાન્તિરાય**

આપણે એક બીજો તાર મંડુરના તાર માસ્તર ઉપર કરીએ કે સાથેનો તાર લક્ષ્મણના હાથમાંજ આપજો ને જો તે ગામમાં ન હોય તો નૃસિંહ લોજને સરનામે પાછો મોકલાવી દેજો.

પણ આ લક્ષ્મણ કોણ છે ? પ્રભુલાલે પુછ્યું.

તે તો બક્ષી કુટુંબનો જુનો નોકર છે. તેના વડીલોએ પણ બક્ષી કુટુંબમાં ચાકરી કરી છે. આ લક્ષ્મણ અને તેની સ્ત્રી બહુજ પ્રમાણિક છે શાન્તિરાયે કહ્યું.

શિવપ્રસાદભાઇ પોતાના વિલમાં લક્ષ્મણ માટે કાંઇ મુકી ગયા છે ?

હા, પાંચ હજાર રૂપિયા.

તેને પહેલેથીજ એમ ખબર હતી કે શિવપ્રસાદના મૃત્યુ પછી પોતાને આટલા રૂપીઆ મળશે.

હા શિવપ્રસાદ ભાઇએ આ વિશે લક્ષ્મણને બે ત્રણ વાર વાત કરેલ હતી.

શિવપ્રસાદ ભાઇએ બીજા કોઇને કાંઇ મીલકત વીલથી આપી છે ?

હા ઘણાને આપી છે, એક મોટી રકમ ધર્માદામાં પણ આપી છે અને બાકીની બધી મીલકત આનંદરાયને નામે છે.

આનંદરાયને કેટલી મીલ્કત મળી ?

લગભગ ૫૦ લાખ રૂપિયાની.

અહો મને ખબર ન હતી કે શિવપ્રસાદ આવા ધનવાન હશે.

હા શિવપ્રસાદ શ્રીમંત ગણાતા પરંતુ તેની પાસે આટલી બધી મીલકત છે, તેની તો અમને પણ તેના મૃત્યુ પછી તેના વીલ ઉપરથીજ ખબર પડી.

અહો ત્યારે આટલી મોટી મીલ્કત માટે બીજા માણસો પ્રયત્ન કરે તેમાં શું નવાઇ ? શિવપ્રસાદનું ખુન થયું અને આનંદરાયની પાછળ પ્રયત્નો થાય છે, તેમાં પણ કાંઇ આશ્ચર્ય નથી. તમોને એક સવાલ પુછું ? જો કે તે વિચિત્ર છે ધારો કે ભગવાન ન કરે ને આનંદરાયભાઇને કાંઇ થાય તો આ બધી મીલકત કોને મળે ?

જુઓ શાવપ્રસાદનો એક ભાઇ નવીનીતરાય બીન વારસ ગુજરી ગયો તેથી હવે તો મી. અજીતરાય બુચ કે જે છેટેના સગા છે તેને મળે.

તે શું ધધો કરે છે ?

તેને તો સ્વદેશ સેવાનો પવન લાગ્યો છે, પોતે પોતાની

બધી મીલ્કત દેશને અર્પણ કરી છે, અને સ્વયંસેવક થઇ આખા હિંદમાં ફરે છે. તે એક વાર શિવપ્રસાદભાઇને મળવા આવેલ તે વખતે શિવપ્રસાદભાઇએ તેને પોતાની અરધી મીલ્કત આપવાનો આગ્રહ કર્યો, પરંતુ અજીતરાયે કહ્યું કે મારે મિલ્કતની જરૂર નથી, દેશ એજ મારી મિલ્કત.

અને આવા ધુની માણસને લાખો રૂપિયા મળે ?

હા, કારણ કે કાયદો તેમ કહે છે, પરંતુ આનંદરાયભાઇ પોતાના મૃત્યુ પહેલાં પોતાને ઠીક પડે તે માણસને તે મિલ્કત આપી શકે.

# પ્રકરણ ૧૧ મું.

## નિર્ણય.

આનંદરાય તમારા મંડુર જવાના વિચાર સાથે હું એક મત છું, પરંતુ તેમાં એક શરત છે કે તમારે કદી પણ એકલા નજ રહેવું.

મારી સાથે શાન્તિરાય તો છે.

તે ન બને કારણ કે શાન્તિરાય ધંધા વાળા માણસ રહ્યા તેને કાંઇ ચોવીસે કલાક તમારી સાથે રહેવું ન પોસાય તેથી બહુ વિશ્વાસુ માણસ તમારી સાથે મંડુર લઇ જવો જોઇએ.

પ્રભુલાલ ! તમે પોતેજ ત્યારે આવોને.

મારાથી એમ ન અવાય. હા કટોકટીના પ્રસંગે હું હાજર થાઉં ખરો, પરંતુ તમે જાણો છો કે ૨–૩ માસ સુધી હું મારી ઓફીસ બંધ રાખીને ત્યાં ન આવી શકું; કારણ કે મારા ઘણા

ઘરાકો નિરાશ થઇને ચાલ્યા જાય.

ત્યારે તમે શું સલાહ આપો છો ? હું મારી સાથે કોને લઇ જાઉં ?

પ્રભુલાલે મારા ખભા ઉપર હાથ મુકી કહ્યું આ મારો મિત્ર તમારી સાથે આવવાનું કબુલ કરે તો એના જેવું ઉત્તમ એકે નહિ, કારણ કે હું તમોને ખાત્રી આપું છું કે તેના જેવો લાયક અને વિશ્વાસુ માણસ બીજો મળવો મુશ્કેલ.

હું તો બહુજ આશ્ચર્ય પામ્યો, મને તો સ્વપ્ને પણ આ ખ્યાલ ન હતો, હું બોલવા જાઉં તે પહેલાં આનંદરાયે મારો હાથ ઝાલ્યો અને બોલ્યા તમારા ઉપકારનો બદલો હું કેવી રીતે વાળી શકીશ ? તમે મારી સાથે મંડુરમાં આવીને રહેશો તો હું ઘણોજ આભારી થઇશ.

હું આવા સાહસનો તો શોખીન છું તે સિવાય આપણે વાંઢા ભાઇ એટલે બાયડી છોકરાંની ચિંતા નહિ એટલે મને તો ત્યાં જવામાં કાંઇ વાંધો ન હતો. કાંઇ નવીન જાણવાનું અને સાહસ અજમાવવાનો પ્રસંગ મળશે એમ ધારી મેં પ્રત્યુતર આપ્યો. હા હું તો ઘણીજ ખુશીથી આવીશ, કારણ કે હાલમાં હું નવરો છું.

તમારે ત્યાં બનતા બનાવો વિષે વિગતોથી ભરેલ રીપોર્ટ લખવા અને પછી હું સલાહ આપું તેમ કરવું. તમે જેમ વહેલા ઉપડો તેમ સારૂં છે કેમ શનીવારે ઉપડશો ? પ્રભુલાલે સુચના આપી કહ્યું.

હા ભલે. આનંદરાયે જવાબ આપ્યો.

ઠીક ત્યારે આપણે શનીવારે સાંજે સાડા પાંચ વાગે ગ્રાંટરોડ સ્ટેશને મળીશું. પ્રભુલાલે કહ્યું.

# પ્રકરણ ૧૨ મું.

## ડિટેકટિવ પ્રભુલાલ

અમે ઉભા થયા તેવામાં આનંદરાયે હર્ષની રાડ પાડી. પ્રભુલાલ! મારો ખોવાયેલ જોડો? કેમ મળ્યો? કયો નવો કે જુનો.

જુઓ આ રહ્યો નવો! ઉંમરા પાસે પડયો હતો.

પણ આમાં કાંઇક ભેદ છે; કારણ કે મને ખાત્રી છે કે મેં ઓરડા બહારની ઓસરી અને ઓરડો બહુજ બારીકીથી તપાસ્યો હતો, પરંતુ તે ત્યાં ન હતો. શાન્તિરાયે કહ્યું.

મેં પણ શોધ ચલાવી હતી, પરંતુ પતો નજ મળ્યો, મને ખાત્રી છે કે આપણે જમવા બેઠા ત્યાં સુધી જોડો ત્યાં ન હતો.

સંભવ છે કે નોકરે શોધી લાવીને આંહી મેલ્યો હોય.

ભોજના બધા નોકરોને પુછી જોયું પરંતુ કોઇને કાંઇ ખબર ન હતી. અત્યાર સુધીમાં પાંચ વિચિત્ર બનાવ બન્યા હતા કે જેણે અમને ઘણાજ આશ્ચર્યમાં નાખ્યા હતા ૧) વિચિત્ર કાગળ ૨) દાઢીવાળો પુરૂષ ૩) બ્રાઉન બુટની જોડીમાંથી એક બુટ ખોવાણો. ૪) કાળા બુટની જોડીમાંથી એક બુટ ખોવાણો ૫) બ્રાઉન બુટ ઘણીજ ખુબીથી પાછો મળ્યો.

અમે ઓફીસે પહોંચ્યાં તેવામાં આનંદરાયે ટેલીફોન કર્યો કે લક્ષ્મણ હાલમાં મંડુરમાંજ છે એમ ખાત્રી થઇ છે.

અરધી કલાક પછી પેલા મગને ટેલીફોન કર્યો કે પંદરે

પંદર લોજમાં તપાસ કરી પરંતુ તમોને જોઇતું નવજીવનનું પાનું મળ્યું નથી.

થોડીવાર પછી પ્રભુલાલ બોલ્યા. આ બે ધારણા નિષ્ફળ ગઇ હવે પેલો ૫૭૦૯ નંબરનો ગાડીવાળો આંહી આવવો જોઇએ.

તેટલામાં ઉપર એક માણસ આવ્યો અને કહ્યું કે સાહેબ! મને મ્યુનીસીપાલ ઓફીસરે ટેલીફોન કર્યો છે કે તારે ગીરગામ ઉપર મી. કનૈયાલાલ પાસે જવાનું છે. સાહેબ મારા માટે તમારે કાંઇ ફરીયાદ છે? હું આજ ત્રીસ વરસથી ગાડી ચલાવું છું પરંતુ આજ સુધી મારી વર્તણુક માટે કોઇને ફરીયાદ કરવાનો પ્રસંગ નથી મળ્યો.

ભલા માણસ! તારી સામે ફરીયાદ શાની હોય? તને પાંચ રૂપિયા બક્ષીસ આપવા બોલાવ્યો છે, મારા સવાલના જવાબ આપ.

સૌથી પહેલાં તો તારૂં નામ અને સરનામું શું છે તે બોલ?

તેણે પોતાનું નામ અને સરનામું કહ્યું જે પ્રભુલાલે ઉતારી લીધું.

હવે આજ સવારે દસ વાગે મારા ઘરની આસપાસ તારી ગાડીમાં બેસીને નજર નાખતો હતો અને પછી મારે ત્યાંથી નીકળેલા બે ગૃહસ્થો પછવાડે ગાડી ચલાવી હતી તે માણસ કોણ છે?

સાહેબ! આ ઉપરથી મને લાગે છે કે તમે બધું જાણો છો. તેથી મને પુછવાની જરૂર નથી તે સિવાય તે માણસે પણ મને કહ્યું હતું કે હું ડીટેકટિવ છું અને તેથી મારા વિષે કોઇને કાંઇ વાત કરવાની નથી.

આ વાત બહુ ગંભીર છે માટે જો બધી વાત નહિ કહે તો તારે બહુજ મુશ્કેલીમાં ઉતરવું પડશે. શું તે માણસ ડીટેકટિવ હતો ?

તે એમ કહેતો હતો.

ક્યારે ?

મારી ગાડીમાં બેસતી વખતે.

હા, તેણે બીજું કાંઇ કહ્યું હતું.

તેણે પોતાનું નામ કહ્યું હતું ?

શું ?

પ્રભુલાલ.

આ સાંભળીને મારો મિત્ર આશ્ચર્ય ચકિત થયો. આટલું બધું આશ્ચર્ય તેને કદી પણ નહોતું થયું, પાંચ મિનીટ વિચાર કરીને ફરીથી પુછ્યું.

તેનું નામ ડિટેકટિવ પ્રભુલાલ ?

હા.

હવે મને વિગતથી વાત કર કે તેણે તારી ગાડી ક્યારે અને ક્યાંથી ભાડે કરી ?

સવારે લગભગ સાડાનવ વાગે ગીરગામ ઉપરથી તેણે મારી ગાડી ભાડે કરી. તેણે મને કહ્યું કે હું ડીટેકટિવ છું. આજ આખો દિવસ હું કહું ત્યાં ગાડી ચલાવે તો રૂપિયા પચીસ આપું, તારે મને કાંઇ પણ સવાલ ન પુછતાં હું કહું તેમ કરવું. મારે તેમાં વાંધો નહોતો. ત્યાંથી અમે નૃસિંહ હિંદુલોજના મકાન પાસે ગયા અને પા કલાક ઉભા રહ્યા તેટલામાં લોજમાંથી બે ગૃહસ્થો બહાર

નીકળ્યા અને એક ગાડી ભાડે કરી. અમે પણ થોડુંક અંતર રાખી તેની પાછળ ચાલ્યા, તેઓ તમારી ઓફીસમાં આવ્યા, અને અમે જરા દુર તેની વાટ જોઇ. દોઢ બે કલાક પછી તે ગૃહસ્થો તે તરફ પાછા આવ્યા, આ વખતે તો તેઓ ચાલતા જતા હતા, તેથી તેનાથી થોડું અંતર રાખીને ગાડી ધીમે ધીમે ચલાવવાનો હુકમ કર્યો થોડે સુધી અમે એવી રીતે ગયા હશું, તેવામાં તેણે મને એકદમ ગાડી પાછી ફેરવીને જેમ બને તેમ ઝડપથી ગ્રાંટરોડ સ્ટેશન તરફ ચલાવવા ફરમાવ્યું. અમે પવન વેગે દશ મીનીટમાં ગ્રાંટરોડ સ્ટેશને પહોંચ્યા, તે ગાડીમાંથી ઉતર્યો, અને મને શરત પ્રમાણે રૂપિયા પચીસ આપીને સ્ટેશનમાં ગયો, પરંતુ તરતજ પાછો ફર્યો અને મને કહ્યું હું કોણ છું તે તને આશ્ચર્ય થશે, તેથી હું તને મારૂં નામ કહું છું. હું મુંબઇ ઇલાકાનો પ્રખ્યાત ડીટેકટિવ પ્રભુલાલ છું એમ કહીને તે સ્ટેશનમાં ચાલ્યો ગયો.

ત્યાર પછી તે તને મળ્યો છે ?

ના.

તેના શરીરનું વર્ણન યાદ છે ?

બરાબર યાદ નથી, તેની ઉમર લગભગ ચાલીસ વર્ષની હતી. ઉંચાઇ મધ્યમ, તમારાથી બે ત્રણ આંગળ નીચો, કાળી દાઢી અને ફીકો ચહેરો આથી વધુ યાદ નથી.

તેની આંખનો રંગ ?

ખબર નથી.

કાંઇ બીજું કહી શકશે ?

નહિ.

ઠીક લે પાંચ રૂપિયા. જો તે માણુસ વિષે તને વધુ બાતમી મળે અને જો તે તું મને કહી જઇશ તો બીજા પાંચ રૂપિયા આપીશ.

ગાડીવાળો ચાલ્યો ગયો.

કનૈયાલાલ ! મારૂં ધારવું સાચું છે, આપણે એક બડા બાહોશ માણુસ સાથે કામ પાડવાનું છે તે મેં તમોને સવારે કહી દીધું છે મ.ણુસ બહુ પાકો, પ્રપંચી અને બદમાસ છે. તે એટલે સુધી કે તેણે જાણી લીધું કે શાન્તિરાય અને આનંદરાયે મારી સલાહ લીધી છે. પેલા રસ્તા ઉપર મને ઓળખી પણ કાઢયો અને તેથી ગાડી દોડાવી મુકી. તેને તે પછી ખબર પડી ગઇ કે મેં ગાડીનો નંબર જોઇ લીધો છે, અને તેથી હું ગાડીવાળા મારફત તપાસ કરીશ અને તેથીજ તેણે મને બનાવવા માટે કહ્યું કે હું ડિટેકટીવ પ્રભુલાલ છું. હું ખરેખર બન્યો છું, મને એક ચિંતા થાય છે.

શું ?

તમોને મંકુર મોકલવા એ કામ બહુજ ભય ભરેલું છે, જીવનો જોખમ છે, ભલે તમે હસો પરંતુ હું બીઉં છું કે હું મારો એકનો એક મિત્ર કોઇ અજાણ્યા ઘરાકની ખાતર ખોઇ બેસીશ, હું પ્રભૂ પાસે પ્રાર્થના કરૂં છું કે તમે મંકુરથી આંહી સહીસલામત આવો.



# પ્રકરણ ૧૩ મું.

## મંડુર

શનિવારે સાંજે સાડાપાંચ વાગે અમે ગ્રાંટરોડ સ્ટેશને ભેગા થયા. પ્રભુલાલ પણ સ્ટેશને મને મુકવા આવ્યા હતા.

તમારે રિપોર્ટમાં અનુમાનના ફાંટીઆ કે વહેમની વાતો લખવાની જરૂર નથી, ફક્ત તમારે સાચા બનાવો જ લખવાના છે. પ્રભુલાલે મને સુચના આપી.

કેવી જાતના બનાવો ?

જેને આપણા આ કેસ સાથે સીધી કે આડકતરી રીતે સંબંધ હોય તમારે શિવપ્રસાદના અને આનંદરાયના મિત્રો, પાડોસીઓ અને ઓળખીતાઓ ઉપર બરોબર નજર રાખવાની છે. પેલા સ્વદેશી ધુન વાળા અજીતરાય ઉપર કાંઇ પણ શક રાખવાની જરૂર નથી તે સિવાય દરેક માણસ ઉપર શક રાખવાનો છે.

લક્ષ્મણ અને ગંગાને કાઢી મેલીએ ?

નહિ નહિ એવી ગંભીર ભુલ ન કરતા કારણ કે જો તેઓ નિર્દોષ હોય તો તે અન્યાય માટે આપણે ઇશ્વરના ગુન્હેગાર ઠરીએ અને જો દોષિત હોય તો તેને પકડવાનો મોટામાં મોટો લાગ ખોઇ બેસીએ. પેલા મી. કનકપ્રસાદ તેની બ્હેન, બોરીવલીવાળા પેલા કાન્તિલાલ અને શિવપ્રસાદના કોચમેન ઉપર બરોબર ધ્યાન રાખવું

કોઈ ગૃહસ્થ જેવો લાગતો હોય તેટલા ઉપરથી શક કાઢી નાખવો એ ભૂલ છે, કારણ કે આજકાલ સંદેહ ઠગ બહુ છે. તે સિવાય તમે એક રીવોલ્વર પાસે રાખી છે ને?

હા,

તેટલામાં ડા. શાન્તિરાય અને આનંદરાય અમારી પાસે આવ્યા, શાન્તિરાયે કહ્યું પ્રભુલાલ! મેં બરોબર ખાત્રી કરી છે કે અમારી પાછળ કોઈ ફરતું નથી.

ઠીક બહુ સારૂં! પરંતુ આનંદરાય તમારો કાળો બુટ જડયો?

ના.

ગાર્ડે સીટી મારી અને ટ્રેન ઉપડવાની તૈયારી થવાથી અમે ટ્રેનમાં બેસી ગયા, ગાડી ઉપડી. પ્રભુલાલે ગાડી સાથે થોડે સુધી ચાલતાં ચાલતાં કહ્યું આનંદરાય! ધ્યાન રાખજો પેલી દંતકથામાં આપેલ ચેતવણી પ્રમાણે જંગલમાં કદી પણ એકલા ન જશો, અને કનૈયાલાલ તમે આનંદરાયભાઈથી એક મીનીટ પણ જુદા ન પડશો.

બોરીવલી સ્ટેશને દોઢ કલાકમાં પહોંચ્યા. સામે શિવપ્રસાદ ભાઈની ઘોડાગાડી આવી હતી, તેમાં બેસીને અમે મંકુર પહોંચ્યા. રસ્તામાં જંગલ પણ આવ્યું. આનંદરાય તે જોઈને ભયભિત થયા હોય તેમ લાગ્યું; અમે રસ્તામાં કેટલાક હથિયાર બંધ સિપાઈઓને જોયા. તે જોઈ શાન્તિરાયે કોચમેનને પુછ્યું કે છગન! આ હથિયારબંધ સિપાઈઓ આંહી શા માટે આવ્યા છે?

છગને પ્રત્યુત્તર આપ્યો કે એ તો પેલો મુળુ ખુની પાસેના ગામની જેલમાંથી નાસી આવ્યો છે તે માણસ બહુજ દુષ્ટ છે, તેણે અસંખ્ય ખૂનો કર્યાં છે. સરકારે તે માટે તેને ફાંસીની સજા આપી હતી, પરંતુ તે નાસીને આટલામાં ક્યાંક ભરાયો છે, સરકારે

તેને પકડવા માટે રૂપિયા પચીસ હજારનું ઇનામ કાઢયું છે. તેથી ઇનામની લાલચે બધા તેને શોધી કાઢવાના પ્રયત્ન કરે છે, પરંતુ મને લાગે છે કે શોધવાવાળાઓ કયાંક ખાઇ બેસશે.

થોડીવારમાં અમે મંકુરમાં અમારા બંગલે પહોંચ્યા. બંગલો બહુજ ફક્કડ હતો, નોકર લક્ષ્મણ અને તેની સ્ત્રી ગંગા અમારી વાટ જોઇને ઉભાં હતાં, અમે જમી લીધું અને પછી વાતોના ગપાટા મારીને જુદા જુદા ઓરડામાં સુઇ ગયા.

પરંતુ મને ઉંઘ આવીજ નહિ. પેલો દાઢીવાળો પુરૂષ મારા મનમાં રમતો હતો, તે કોણ હશે ? તેનો તેમાં હેતુ શું હશે ? વગેરે ઘણા વિચારો કર્યા. રાત્રીના બારના ડંકા થયા, એકનો ડંકો થયો છતાં પણ ઉંઘ તો ન જ આવી, તેવામાં મેં કોઇ સ્ત્રીનાં ડુસકાં સાંભળ્યાં બરાબર ધ્યાન દેતાં માલુમ પડયું કે તે અમારા મકાનમાંથીજ આવતાં હતાં, હું વિચારમાં પડયો અત્યારે કોઇ સ્ત્રી ડુસકાં શા માટે ખાતી હશે ? મારા મનમાં ભુત પલીતના વીચારો આવ્યા અને વીચારમાંને વીચારમાં ઉંઘ આવી ગઇ.

## પ્રકરણ ૧૪ મું

### ગામ છોડી દો

સવારે મારી નિંદ્રા ઉડી ગઇ ત્યારે તડકો ઘણો ચઢી ગયો હતો અને ૮॥ વાગ્યા હતા, આનંદરાયભાઇ મારી રાહ જોઇને બેઠા હતા. ચાહપાણી પીધા પછી

મેં વાત કરી તમે રાત્રીના બે વાગે કોઇ સ્ત્રીને રડતાં કે ડુસકાં ખાતાં સાંભળી હતી ?

હા. હા. મને પણ તેવું લાગેલ ખરૂં, તે વખતે હું અર્ધ નિદ્રામાં હતો હું સમજ્યો કે તે સ્વપ્નું હશે પરંતુ તે અવાજ તમે પણ સાંભળ્યો તે ઉપરથી ખાત્રી થાય છે કે તે અવાજ ખરો હોવો જોઇએ. આપણા મકાનમાં સ્ત્રી તો ફક્ત એકજ છે. ગંગા, મને લાગે છે કે તે રડતી હશે, આપણે લક્ષ્મણને પુછી જોઇએ

આનંદરાયભાઇએ લક્ષ્મણને બોલાવ્યો અને પુછ્યું લક્ષ્મણ ! આજ રાત્રે તમારી સ્ત્રી કેમ રડતી હતી ?

નહિ બીલકુલ નહિ હું તમોને ખાત્રી આપું છું કે ગઇ રાત્રે મારી સ્ત્રી રડીજ નથી તેને રડવાનું પ્રયોજન શું હોય ?

અમે વિચારમાં પડયા જો તે રડી ન હોય તો બીજું કોણ હોય ? શું ભુત હોય ?

તેવામાં ગંગા ચાહના પ્યાલા લેવા આવી તેની આંખો અને મોઢું મેં બરાબર જોયાં, તેની આંખો લાલ થઇ ગઇ હતી તે ઉપ-રથી મને ખાત્રી થઇ કે ગઇ રાત્રે તે રડી હતી. લક્ષ્મણને અસત્ય બોલવાથી લાભ શું હશે તેની ખબર પડી નહી. ગંગાને રડવાનું કારણ એવું હોવું જોઇએ કે લક્ષ્મણ કહી શકે નહિ. મને મુંબઇનો પેલો દાઢીવાળો પુરૂષ યાદ આવ્યો, શું તે લક્ષ્મણ પોતેજ હોય તે બનવાજોગ નથી ? તેણે શીવપ્રસાદનું ચાલાકીથી ખુન કર્યું હોય તે પણ બનવા જોગ છે કારણ કે શીવપ્રસાદના મૃત્યુની વાત સૌથી પહેલાં ફેલાવનાર પણ તેજ હતો. હવે મુંબઇનો પેલો દાઢીવાળો અને આ લક્ષ્મણ એકજ કે જુદા જુદા તેની બરાબર ખાત્રી કરવા

માટે હું તાર ઓફીસે તાર માસ્તરની પાસે ગયો. તાર માસ્તરને મેં પુછ્યું કે અમે મુંબઇથી જે લક્ષ્મણને નામે તાર કર્યો હતો તે લક્ષ્મણના હાથમાંજ આપ્યો હતો કે બીજા કોઇને?

તાર આપવા મારો છોકરો ગયો હતો, નીચે લક્ષ્મણની સ્ત્રી ગંગા ઉભી હતી તેને તેણે પુછી જોયું કે લક્ષ્મણ ક્યાં છે? તો તેણીએ પ્રત્યુત્તર આપ્યો કે મેડી ઉપર છે, તેથી તાર મારા હાથમાં આપ હું તેને આપી દઇશ. તે ઉપરથી મારા છોકરાએ તે બાઇને જ તાર આપ્યો હતો. તાર માસ્તરે કહ્યું.

હું તો ચાલતો થયો, મારા મનનો સંદેહ મનમાંજ રહ્યો. હું તાર ઓફીસની બહાર નીકળ્યો કે તરતજ મારી પાસે એક પુરૂષ દોડતો દોડતો આવ્યો. તેના એક હાથમાં જુદા જુદા રંગની બે ત્રણ ચકલીઓનું એક પાંજરૂં હતું. તેણે આવતાંવેંત મને કહ્યું માફ કરજો હોં, ગઇ કાલે મને મારા મિત્ર ડા. શાન્તિરાયે કહ્યું કે મુંબઇથી મી કનૈયાલાલ આવ્યા છે, તમોને જોતાં તમે પરદેશી માણસ છો તેથી તમે કનૈયાલાલ હો તે સંભવિત છે એમ મને લાગ્યું અને તેથીજ હું તમારી પાસે આવ્યો. તમે મારૂં નામ તો સાંભળ્યુંજ હશે. મારૂં નામ કનકપ્રસાદ.

હા મને શાન્તિરાયે વાત કરી હતી કે તમે જીવજંતુ વગેરેના શોખીન છો, તેથી ગામથી દુર રહો છો, મેં તમારા પાંજરા ઉપરથી અનુમાન કરી લીધું હતું કે તમે કનકપ્રસાદ હશો.

આંહી કાંઇ અગવડ નથી પડતી ને?

ના ના અગવડ શું હોય?

આનંદરાયે મંડુરમાં રહેવાનું કબુલ કર્યું તે એક આશ્ચર્ય છે. જ્યાં પોતાના કાકાનું વિચિત્ર રીતે મૃત્યુ થયું ત્યાં આવતાં જીવ

ચાલેજ નહિ, મને લાગે છે કે આનંદરાય વ્હેમ અને દંતકથાઓ માનતા નહિ હોય.

હું પણ એમજ ધારૂં છું.

તમે તેના કુટુંબની દંતકથા જાણો છો.

હા. મેં તે સાંભળેલ છે.

મેં ત્રણ ચાર ખેડુતો પાસેથી પણ સાંભળ્યું છે કે તેઓએ તેવો કુતરો જોયો છે. આ કુતરાની વાત ઉપરથીજ શિવપ્રસાદના હૃદય ઉપર આઘાત થયો હતો, મને લાગે છે તેના મૃત્યુનું તેજ કારણ હશે. કનકપ્રસાદે કહ્યું.

તે તમે શા ઉપરથી કહો છો ?

તેનું હૃદય એટલું બધું ભયભિત થઇ ગયું હતું કે ગમે તેવો સાધારણ કુતરો જોઇને પણ તે બ્હી જતા, મને લાગે છે કે તેણે તેવું કાંઇક તે રાત્રે જોયું હશે તેથી તે ભયભિત થઇને બીકમાં ને બીકમાં મરી ગયા હોય તે બનવાજોગ છે; કેમકે તેનું હૃદય બહુજ નિર્બળ થઇ ગયું હતું.

તમને કયાંથી ખબર ?

મારા મિત્ર શાન્તિરાયે વાત કરેલ.

ત્યારે તમારૂં શું એમ ધારવું છે કે કોઇ સાધારણ કુતરો તેની પાછળ દોડયો અને બીકમાં ને બીકમાં તેનું મૃત્યુ થયું.

હા તમારૂં શું ધારવું છે?

મેં હજુ વિચાર કરી જોયો નથી.

પ્રભુલાલનું શું કહેવું છે?

હું આશ્ચર્ય પામ્યો. આ માણસ પ્રભુલાલને કેવી રીતે

ઓળખે ? કનકપ્રસાદ મારા આશ્ચર્યનું કારણ જાણી ગયો હોય તેમ લાગ્યું અને તેથી કહ્યું કનૈયાલાલ અમે પ્રભુલાલની કીર્તિ સાંભળેલ છે. મેં તેને એક બે વાર જોયેલ પણ છે, તમે પ્રભુલાલના મિત્ર છો, તમે આંહી આવ્યા છો તેનું કારણ તો હું ધારૂં છું કે આ વાતમાં પ્રભુલાલ બહુ રસ લેતા હોવા જોઇએ તેથીજ પ્રભુલાલ જેવા વિદ્વાનનો મત શું છે તે જાણવા હું બહુજ ઉત્સુક છું.

મેં પ્રભુલાલને પુછ્યું નથી. ડીટેકટિવના ધંધામાં માણસને પગલે પગલે અસત્ય બોલવાનું હોય છે.

તે આંહી કયારે આવશે તેની આપને ખબર છે ?

તે અત્યારે મુંબઇ છોડી શકે તેવી સ્થિતિમાં નથી. કારણ કે તેના હાથમાં હાલમાં બીજા કેસ છે.

તે કાંઇ ઠીક કહેવાય ? તે જો આંહી આવે તો અમે શિવપ્રસાદના મૃત્યુ વિષે ખરૂં રહસ્ય જાણી શકીએ. જો તમોને તમારી તપાસમાં મારી કાંઇ સેવાની જરૂર હશે તો હું ઘણીજ ખુશીથી આપીશ, કારણ કે શિવપ્રસાદના મૃત્યુથી અમને બહુજ દિલગીરી થાય છે.

હું આંહી કાંઇ તપાસ માટે નથી આવ્યો. ફકત ગામડાની હવા ખાવાના ઇરાદાથીજ હું મારા મિત્ર આનંદરાય સાથે આવ્યો છું.

ઠીક તે તો મને હવે ખબર પડી ત્યારે આપ મારે ઘેર પધારશો ?

હા ભલે.

મારું ઘર અહીંથી લગભગ માઇલ એક છે.

અમે ચાલવા માંડયું, રસ્તામાં ટેકરીઓ અને જંગલ મને કનકપ્રસાદે બતાવ્યાં.

જુઓ આ જંગલ અને ટેકરીઓ જેવી ભયાનક, ઉજડ અને વિચિત્ર જગ્યા બહુજ ઓછે ઠેકાણે હશે.

તમને તેનો અનુભવ છે ?

હા હું અહીં બે વરસથી રહું છું. હું જંગલો અને ડુંગરાઓમાં ફરવાનો શોખીન હોવાથી અહીં બધે ફરી વળ્યો છું મને લાગે છે આ જગ્યા વિષેની માહિતી મારા જેવી બીજા કોઇને ભાગ્યેજ હશે.

કેમ ? ત્યાં જવું શું મુશ્કેલ છે ?

હા ત્યાં ઘણી જગ્યા એવી છે કે ઘાસ ઉગેલું હોય એટલે આપણે સપાટ જમીન સમજીએ પણ હોય ખાડો. તેથી આપણે ત્યાં ચાલતાંજ ખાડામાં પડી જઇએ ને પછી પાછા નિકળીજ ન શકીએ. ઘણા ઘેટાં આવી રીતે ઘાસ ખાવાની લાલચે ત્યાં જાય છે તે કદિ પાછાં આવી શકતાં નથી.

ત્યારે શું તમે ત્યાં જઇ શકો છો ?

ત્યાં એક બે છુપા રસ્તા છે, ત્યાં બહુ ચાલાક માણસજ જઇ શકે, ત્યાં પણ પડી જવાની બીક તો ખરી પરંતુ કંઇક અંશે થોડી.

ત્યારે તમારે એવી ભયાનક જગ્યામાં જીવને જોખમે જવાની જરૂર શી ?

તે ટેકરીઓની પાછળ જરા છેટે કિંમતી વનસ્પતિ અને

વિવિધ જાતનાં પતંગીઆં વગેરે મળી શકે છે.

ત્યારે તો હું પણ કોઇ દિવસ ત્યાં જવાનો પ્રયત્ન કરીશ.

તે આશ્ચર્ય થયો હોય તેમ લાગ્યું અને બોલ્યો ભાઇસાહેબ એવો કદિ વિચાર પણ ન લાવતા, કારણ કે ત્યાં ગયા પછી આંહી પાછા આવવું મુશ્કેલ છે.

પણ આ શું ? મેં બુમ પાડી.

ધુ ઉ ઉ ઉ—...એવો મોટો અવાજ જંગલ તરફથી આવ્યો, પહેલાં તે ધીમેથી થવા મંડયો અને વધતાં વધતાં બહુજ મોટો થયો અને પાછો ધીમો પડી જઇને સાવ શાન્ત થઇ ગયો.

કનકપ્રસાદ આશ્ચર્ય પામીને મારા તરફ જોઇ બોલ્યો આ જંગલ વિચિત્ર છે.

આ અવાજ શેનો હશે ? મેં ફરીથી પુછ્યું.

ખેડુતો તો કહે છે કે એ તો પેલી દંતકથાવાળા કુતરાનો અવાજ છે મેં અગાઉ પણ બે ત્રણ વાર આવો અવાજ સાંભળેલ છે.

મારૂં હૃદય બીકથી ધડકવા માંડયું, થોડીવાર પછી મેં પુછ્યું. તમે કેળવાયલા છો તો પણ તમે આવી વાત માનો છો તે આશ્ચર્ય-કારક બીના છે ખરેખર કહો જોઇએ તમારૂં શું ધારવું છે ?

મારૂં ધારવું છે કે એ પાણીનો અવાજ થતો હશે જંગલમાં ખાડામાં પાણી ઘણું હોય છે.

નહિ એ તો કોઇ પ્રાણીનો અવાજ હતો એ તો ચોક્કસ.

ત્યારે તેમ......અહો ! પણ જરા ઉભા રહો તો.

એમ કહીને તે અમારી પાસેથી એક પતંગીયું પસાર થતું હતું તેને પકડવા દોડયો. તેની દોડવાની ચાલ જોઇને મને બહુજ

હસવું આવ્યું તે ગાંડા માણસની પેઠે પતંગીઆ પાછળ દોડયોજ જતો હતો છેવટે તે મારી નજરમાંથી અદ્રશ્ય થઇ ગયો.

તેવામાં થોડેક છેટેના ઘરમાંથી (કે જે મેં કનકપ્રસાદનું ધાર્યું હતું) એક ૧૮–૨૦ વરસની સ્ત્રી બહાર નીકળી, તે કનકપ્રસાદની કુંવારી બ્હેન હોવી જોઇએ એમ મેં અનુમાન કર્યું તેના સૌંદર્યનાં વખાણ મેં બહુજ સાંભળ્યાં હતાં અને તે બધાં ખરાં હતાં એમ એને જોયા પછી મારી ખાત્રી થઇ કનકપ્રસાદે પોતાની બ્હેનને હજુ સુધી કુંવારી કેમ રાખી હશે તે મને આશ્ચર્ય થયું. કનકપ્રસાદના અને તેની બહેનના ચ્હેરામાં ઘણોજ તફાવત હતો આવતાં વેંત તેણે મને મધુર અને તીણા સુરથી કહ્યું. મહેરબાની કરીને તમે આ ગામ છોડી દો. આજને આજ મુંબઇ કે બીજે સ્થળે ચાલ્યા જાઓ.

શા માટે ? મેં ચકિત થઇ પુછ્યું.

તે હું કહી શકું તેમ નથી પરંતુ હું કહું તેમ કરો. મુંબઇ પાછા ચાલ્યા જાઓ અને આ ગામમાં કદી પણ પગ ન મુકતા.

પરંતુ હજુ હું ગઇ કાલે અહીં આવ્યો છું.

હું તમારા ભલા ખાતર કહું છું શું તે તમે નહિ માનો ? મહેરબાની કરીને મુંબઇ ચાલ્યા જાઓ આજને આજ ઉપડી જાઓ. ગમે તેમ થાય તો પણ તમારે મંડુરમાં રહેવું નહિ.

તેટલામાં કનકપ્રસાદ હાથમાં પેલું પતંગીયું લઇને હાંફતો હાંફતો અમારી પાસે આવ્યો

કેમ થાકી ગયા ! કયાં ગયા હતા ? સુંદરીએ પુછ્યું.

એ તો આ પતંગીયું પકડવા ગયો હતો આવું સુંદર પતં-

ગીયુ મેં આજ સુધી કદિ જોયેલ ન હતું.

પણ આ ભાઇને ઓળખ્યા ? તમે કાંઇ વાતો તો કરતાં હતાં એટલે ઓળખેલ તો હશે. કનકપ્રસાદે પુછ્યું.

હા એ તો હું આ આનંદરાયભાઇને કહેતી હતી કે થોડા મહિના વહેલા આવ્યા હત તો સૃષ્ટિ સૌંદર્ય જોવાનો બહુજ સારો લાભ મળત.

અરે ! હું આનંદરાય નહિ પરંતુ તેનો એક સાધારણ મિત્ર છું. મારૂં નામ કનૈયાલાલ.

આ તો આંધળે બહેરૂં કુટાયું. યુવતિએ કહ્યું.

ઠીક ચાલો હવે ઘરમાં જઇએ, કનકપ્રસાદે કહ્યું,

અમે મકાનમાં ગયાં, મકાન કાંઇ સારૂ નહોતું મને આશ્ચર્ય થયું કે આવા ઉજડ ભાગમાં તેઓને રહેવું કેમ ગમતું હશે ? પરંતુ તેઓના પ્રત્યુત્તર ઉપરથી માલુમ પડયું કે તે બન્ને ભાઇ બહેન એકાન્તનાં શોખીન હતાં કાંઇ વાત ઉપર વાત આવતાં કનકપ્રસાદે કહ્યું. હું મુંબઇમાં વિલ્સન કોલેજમાં પ્રોફેસર હતો, ને મને ઘણો પગાર મળતો, પરંતુ મને એવી ગીચ વસ્તીમાં રહેવું પસંદ ન હોવાથી ભારે કમાણી મુકીને અહીં ઉજડ ભાગમાં આવ્યો.

હવે ઘણો વખત થઇ ગએલ હોવાથી રજા લઇને હું ચાલતો થયો થોડેક ચાલ્યો હોઇશ ત્યારે મને લાગ્યું કે મેં લાંબો રસ્તો લીધો હતો, અને એક બીજો ટુંકો રસ્તો હોવો જોઇએ કારણ કે મેં કનકપ્રસાદની બ્હેન કાન્તાને ઝાડ નીચે મારી રાહ જોઇને બેઠેલી જોઇ તે દોડીને ત્યાં આવી હોય તેમ લાગતું હતું, કારણ કે તેનું મોઢું લાલ થઇ ગયું હતું.

તમોને મળવા માટેજ હું ટુંકે રસ્તેથી દોડતી દોડતી અહીં આવી છું. આવી રીતે આવવું મારે યોગ્ય નથી તો પણ આનંદરાયભાઇના ભલાની ખાતર મારે લજ્જાનો ત્યાગ કરવો પડે છે હું વધુ વખત ઉભી રહીશ નહિ, કારણ કે મારા ભાઇ દિશાએ ગયા તે વખતનો લાભ લઇને હું અહીં આવી છું તે વખતે મેં તમોને જે શબ્દો કહ્યા તે માટે હું માફી માગું છું અને ઇચ્છું છું કે તમે તે ભૂલી જશો તે વાત મેં તમોને આનંદરાય ધારીને કહી હતી.

બ્હેન! હું તે નજ ભૂલી શકું, મારી પહેલી ફરજ આનંદરાયભાઇને કોઇ પણ ભયમાંથી બચાવવાની છે આનંદરાયને ગામ છોડાવવા તમે શા માટે આતુર છો?

એ તો બાઇડીના વહેમ! તેમાં વળી કારણ હોય?

નહિ નહિ મને બરાબર યાદ છે કે જ્યારે તમે બોલતાં હતાં ત્યારે તમારા શરીરમાં ધ્રુજારી હતી; તમે દિલ ખોલીને વાત કરો હું તમોને ખાત્રી આપું છું કે તમારી ચેતવણી હું આનંદરાયભાઇને આપીશ.

થોડી વાર વિચાર કરીને તેણે પ્રત્યુત્તર આપ્યો કે તમે તો કાગનો વાઘ કરતા હો તેમ લાગે છે, ખરી વાત તો એમ છે કે શિવપ્રસાદના મૃત્યુથી મારા અને મારા ભાઇના હૃદય ઉપર બહુજ આઘાત થયો છે અમારે તેની સાથે સારો સંબંધ હતો શિવપ્રસાદના હૃદય ઉપર દંતકથાએ ઘણીજ અસર કરી હતી, અને તેને લીધેજ તેનું મૃત્યુ થયું તે ઉપરથી તે દંતકથા સાચી અને પાયાદાર

ઠરે છે. તેથી આનંદરાયભાઇને આ ભય મ.ટે ચેતવણી આપવી તે મારી ફરજ સમજુ છું.

પણ ભય છે ક્યાં ?

તમે દંતકથાના કુતરાની વાત નથી જાણતા ?

હું તેવી વાતો માનતોજ નથી.

પણ હું તો માનું છું ને ? તમારૂં આનંદરાયભાઇ પાસે ચાલતું હોય તો તેને બીજી કોઇ જગ્યાએ લઇ જાઓ ભયની જગ્યામાં રહેવાથી ફાયદો શું ?

પણ અમે તેને ભય માનતાજ નથી પરંતુ તમારૂં તેજ કારણ હોય તો તમે એમ કહ્યું કે મારા ભાઇને આ વાત કરશો નહિ એનું કારણ શું ?

કેમકે તે તો એમ ઇચ્છે છે કે આનંદરાયભાઇ અહીં રહે તો સારૂં તેથી પ્રજા પણ સુખી થાય અને પોતાને મિત્રાચારીનો લાભ પણ મળે. તેથી જો તેને એમ ખબર પડે કે હું આનંદરાયભાઇને ગામ છોડવાનું કહું છું તો તે ગુસ્સે થાય હવે હું જાઉં છું મેં મારી ફરજ બજાવી છે, હવે તમને ઠીક પડે તેમ કરજો,

એટલું કહી કાન્તા એકદમ ચાલી ગઇ તે મારી નજરની બહાર ગઇ ત્યાં સુધી મેં તેના તરફ જોયાજ કર્યું અને પછી વિચાર કરતો કરતો ઘેર પહોંચ્યો.

વાંચકને કહેવા જરૂર નથી કે દરેક દિવસના બનાવોનો રીપોર્ટ ઘણીજ વિગતથી અબુલાલને હું મુંબઇ મોકલતો હતો.

# પ્રકરણ ૧૫ મું.



## કાવત્રાખોર



ગયા પ્રકરણમાં લખેલ બનાવોને આઠ દિવસ થઇ ગયા. તે દરમ્યાન કાંઇ બહુ જરૂરી બનાવો બન્યા નહિ, બોરીવલીના કાન્તીલાલ શેઠ સાથે મેં ઓળખાણ કરી લીધી તે વિચિત્ર માણસ છે. તે પોલીસ અને પાડોશી સાથે હંમેશાં મફતના કજીઆ ઉપાડે છે. ચોર પેલા તે નાસી ગયા પણ આઠ દિવસ થઇ ગયાં તો પણ તેનો પત્તો નથી, અમારૂં ધારવું છે કે તે બીજે ગામ ચાલ્યો ગયો હશે, કાન્તિલાલ પાસે એક ટેલીસ્કોપ–દુરબીન છે તેથી તે આખો દિવસ અગાસી ઉપર બેસીને ટેલીસ્કોપ મારફત ચોરને શોધી કાઢવા પ્રયત્ન કરે છે કનકપ્રસાદ અને આનંદરાય સાથે તે દરમ્યાન મિત્રાચારી પણ બંધાઇ ગઇ છે. તેઓ એકબીજાને ત્યાં અવારનવાર આવ જા કરે છે. આનંદરાય કનકપ્રસાદની બ્હેન કાન્તાના સૌન્દર્ય ઉપર લોભાયા હોય તેમ લાગે છે, મારૂં ધારવું છે કે તે થોડા દિવસમાં કનકપ્રસાદ પાસે તેની બહેનના હાથની માગણી કરશે. મને નથી લાગતું કે કનકપ્રસાદને પોતાની બહેન આવા લાખોપતિને દેવામાં કાંઇ વાંધો હોય. મને લક્ષ્મણ ઉપર પહેલેથીજ શક છે, અને તે જુઠું બોલ્યો તે દિવસથી તેમાં વધારો થયો છે હું ગઇ કાલે રાત્રે સુતો હતો ત્યારે રાત્રે બે વાગે મારી ઉંઘ કોઇનાં પગલાંનો અવાજ થતાં ઉડી ગઇ. ધીમેથી મારા ઓરડાનું બારણું ઉઘાડયું તો માલુમ પડયું કે

લક્ષ્મણ હાથમાં મીણબત્તી લઇને દાદર ઉપર ચડતો હતો હું તેની પાછળ લપાઇને ગયો. તે મેડી ઉપર એક ઓરડામાં ગયો ત્યાંની બારી ઉઘાડી અને બે મિનીટ ઉભો રહી નિશ્વાસ નાખીને પાછો ફર્યો. હું એકદમ નીચે ઉતરી ગયો અને મારા ઓરડામાં આવીને સુઇ ગયો પછી શું બન્યું તેની મને ખબર નથી, કારણ કે મને તરતજ ઉંઘ આવી ગઇ. આ ઉપરથી મેં ધાર્યું કે લક્ષ્મણનો કોઇ કાવતરામાં હાથ હોવો જોઇએ તે સિવાય રાત્રે બે વાગે મેડી ઉપર જઇને બારી ઉઘાડવાનું શું પ્રયોજન હોય ?

# પ્રકરણ ૧૬ મું

## અપમાન

બીજે દિવસે સવારે નાસ્તો કર્યા બાદ હું મેડી ઉપર પેલો ઓરડો તપાસવા લાગ્યો તે ઓરડાની બારીમાં ખુબી એ હતી કે ત્યાંથી જંગલ અને ટેકરીઓ પાસે દેખાતાં હતાં તે ઉપરથી મેં એટલું તો અનુમાન કર્યું કે તે જંગલમાંથી કોઇ માણસની રાહ જોતો હશે.

બપોરે જમ્યા પછી મેં ગઇ કાલે જોયેલ વાત આનંદરાયને કહી પણ તે સાંભળીને તે આશ્ચર્ય પામ્યો હોય તેમ ન લાગ્યું. હું પણ હમણાં બે ત્રણ દિવસથી રાત્રે એવાં પગલાંનો અવાજ સાંભળું છું આનંદરાયે કહ્યું.

ત્યારે હું ધારૂં છું કે તે કદાચ હંમેશાં મેડી ઉપરની તે બારીએ જતો હશે.

હા, તે બનવા જોગ છે આજ આપણે તેની પાછળ તે વખતે જઇને જોવું કે તે ક્યાં જાય છે અને તે શું કરે છે? મને લાગે છે કે જો પ્રભુલાલ આંહી હોત તો તે પણ તેવીજ સલાહ આપત.

મારૂં પણ તેમજ ધારવું છે.

ત્યારે આપણે બન્ને સાથે તેની પાછળ જઇશું.

તેને ખબર નહિ પડી જાય ! મેં પુછ્યું.

તે જરા બહેરો છે તેથી આપણને કાંઇ હરકત નહિ આવે આપણે આજે રાત્રીના બે વાગે એક ઓરડામાં બત્તી ઓલવી નાખીને બેસશું અને તે નિકળે કે તરતજ તેની પાછળ પાછળ જાશું.

ઉપલી વાતચીત પુરી થઇ કે તરતજ આનંદરાયે કપડાં પહેર્યાં અને બહાર જવા મંડયા હું પણ કપડાં પહેરવા મંડયો તે જોઇ આનંદરાયે પુછ્યું કે કેમ તમે મારી સાથે આવો છો ?

જો તમે ગામ બહાર જવાના હો તો મારી ફરજ છે કે મારે તમારી સાથે આવવું.

હું ગામની બહાર તો જવાનો છું.

ત્યારે તમે પ્રભુલાલે મને સોંપેલ કામ તો જાણો છો, પ્રભુલાલે મને છેલી ઘડી સુધી કહ્યું છે કે ગામની બહાર તમને એકલા નજ જવા દેવા.

પરંતુ અત્યારે મારે બહુજ ખાનગી કામે જાવું છે. તેથી હું તમને સાથે લઇ જઇ શકું તેમ નથી. હું અત્યારે શા માટે જાઉં છું તે તમને કહું ? અત્યારે મારે કનકપ્રસાદ પાસે તેની

બ્હેનના હાથની માગણી કરવી છે. આવાં કામમાં હું તમોને સાથે નજ લઇ જઇ શકું. એમ કહીને તે મારા પ્રત્યુત્તરની રાહ ન જોતાં એકદમ ચાલ્યા ગયા.

હું તો બહુજ ચિંતામાં પડયો જો આ પ્રસંગે આનંદરાયને કાંઇ થાય તો ઘણો ખરો દોષ પ્રભુલાલ મારી ઉપરજ મૂકે, કારણ કે મારી ફરજ તો એ હતી કે જીવને જોખમે પણ તેનાથી જુદું ન પડવું. પણ આ વાતમાં આનંદરાયનો દોષ ન હતો કારણ કે આવા ખાનગી કામમાં તે મને પોતાની સાથે કેવી રીતે લઇ જઇ શકે?

હું દોઢ બે કલાક બેઠો હોઇશ તેવામાં આનંદરાય આવ્યો. તેનું મોઢું લાલચોળ થઇ ગયું હતું. મેં ધારી લીધું કે ભાઇસાહેબ કોઇની સાથે કજીયો કરીને આવ્યા છે. મને જોતાંજ તે બોલ્યા કેમ કનૈયાલાલ! શું વિચારમાં પડયા છો?

તમે આજ એકલા ગયા તેથી મને બહુજ ચિંતા થતી હતી હું તમારોજ વિચાર કરતો હતો. હવે મહેરબાની કરીને કદિ એકલા જશો નહિ.

આનંદરાયના મોં ઉપર હાસ્ય ફરી વળ્યું. તમને મારે માટે આટલી બધી ચિંતા થતી હશે તેનો તો મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો હવેથી હું તમને વચન આપું છું કે તમને મુકીને હું એકલો કયાંય નહિ જાઉં હું ખરેખર તમારો આભારી છું.

થોડી વાર અમે ચુપ રહયા પાંચ મિનીટ પછી આનંદરાય હસતા હસતા બોલ્યા પેલો કનકપ્રસાદ મને સાવ ગાંડો લાગે છે, તેનું ભેજું ગેબ થયું હોય તેમ લાગે છે.

કેમ ! તમને કાંઇ અનુભવ થયો ?

હા હું તમોને અહીંથી ગયા પછી બનેલી બધી વાતો કહું છું તે સાંભળો મને ખાત્રી છે કે તમે પણ કબુલ કરશો કે પ્રસાદ સાવ ગાંડો નહિ તો હાફ્મેડ તો ઍજ.

હું તમારાથી કાંઇ પણ ખાનગી રાખવાનો નથી હું અહીંથી કનકપ્રસાદને ઘેર ગયો, તે ઘેર નહોતો, તેની બ્હેન કાન્તા હતી. તેણે મને કહ્યું મહેરબાની કરીને ગામ છોડી દો.

મેં જવાબ આપ્યો કે હું તમારા હાથની માગણી કરવા આવ્યો છું માટે જો તમે મને પરણવા ખુશી હો તો આપણાં લગ્ન પછી તમે કહો ત્યાં ચાલ્યા જઇશું.

તેણીએ પ્રત્યુત્તર ન આપ્યો, પરંતુ તેનાં નયનો પ્રત્યુત્તર આપતાં હતાં. સ્ત્રીના નયનોમાં એવું દૈવી ઔજસ છે કે તે જીભ કરતાં વધુ સ્પષ્ટતાથી જવાબ આપી શકે છે, પરંતુ તેટલામાં તેનો ભાઇ આવી પહોંચ્યો અને મને તેની સાથે વાતો કરતો જોવાથી ગુસ્સે થઇ બરાડા પાડવા મંડયો કે તમે આ ધંધો શું આદર્યો છે ? કોઇ અજાણી સ્ત્રી સાથે વાતો શા માટે કરો છો ? શું તમે શાહુકાર માણસ છો તેથી ગમે તેમ વરતી શકો ? શાહુકાર માણસને પર સ્ત્રી સાથે વાતો કરવાનો ઇશ્વરે પરવાનો આપ્યો છે કે ?

મેં તેને સમજાવ્યો અને કહ્યું કે હું અહીં કાંઇ બુરી મુરાદથી નથી આવ્યો. હું તમારી પાસે તમારી બહેનના હાથની માગણી કરવા આવ્યો છું.

પરંતુ તેણે કાંઇ જવાબ ન આપતાં જેમ આવડે તેમ

બકવા માંડયું તેથી મારો ગુસ્સો પણ કાબુમાં ન રહ્યો અને તેથી હું પણ ઘણું બોલ્યો. ત્યાર પછી અહીં ચાલ્યો આવ્યો મારી સાથે તેની બહેનનું લગ્ન કરવામાં તેને શું વાંધો હશે તે સમજાતું નથી, તે લગભગ ૧૯-૨૦ વરસની તો થઇ છે, આટલી મોટી ઉમર સુધી તેને કુંવારી રાખવાનું પ્રયોજન શું હશે? તમને માણુસ હાફમેડ નથી લાગતો ?

હું કાંઇ જવાબ ન આપી શકયો, આનંદરાય જેવો વિદ્વાન, યુવાન, ચારિત્રશાળી અને ધનાઢય માણુસ કનકપ્રસાદને બીજો મળવો મુસ્કેલ, છતાં તેણે આનંદરાયનું અપમાન શા માટે કર્યું હશે ?

તે દિવસે સાંજે ચાર વાગે કનકપ્રસાદ અમારે ત્યાં આવ્યો અને આનંદરાય સાથે એક કલાક ખાનગી વાત કરી ચાલ્યો ગયો. તે ગયા પછી આનંદરાય મારી પાસે આવ્યા અને હસતા હસતા બોલ્યા કે ખરેખર માણુસ વિચિત્ર છે, પોતાને ઘેર તે તેને વઢતો હતો અને અત્યારે બહુજ મિષ્ટ શબ્દોમાં માફી માગી આવતે શુક્રવારે પોતાને ત્યાં જમવાનું આમંત્રણ આપી ગયો છે,

તેણે ગુસ્સે થવાનું કારણ શું બતાવ્યું ?

તેણે કહ્યું કે મારી બહેન મારૂં સર્વસ્વ છે અમે આજ સુધી સાથેજ રહેલ હોવાથી જુદા પડવાનો વિચાર મારા હૃદયને બહુજ આઘાત કરે છે તેથી જ્યારે તમે તેના હાથની માગણી કરી ત્યારે ઉશ્કેરાઇ જઇને હું કડૂ શબ્દો બોલી ગયો પણ પાછળથી મને પસ્તાવો થવા માંડયો મેં વિચાર કર્યો કે તમારા જેવો યોગ્ય

પતિ તેને બીજો મળવો મુશ્કેલ છે, તમારી સાથે તેનું લગ્ન કરવામાં મારે કાંઇ વાંધો નથી, પરંતુ ત્રણ માસ પછી તમારાં લગ્ન કરવાનો મેં વિચાર કર્યો છે ત્યાં સુધી તમે મહેરબાની કરીને તેની સાથે કાંઇ વાતચીત નહિ કરો તો હું બહુજ ખુશી થઇશ.

# પ્રકરણ ૧૭ મું

## બંધુપ્રેમ

સવારે નક્કી કર્યા પ્રમાણે તે રાત્રે અમે એકજ ઓરડામાં બેઠા, રાત્રે બે વાગ્યા સુધી જાગ્યા, અમે કાંઇ પણ બોલ્યા વિના ચુપ થઇને બેઠા હતા ગઇ કાલની પેઠે બરાબર બે વાગે પગના ધબકારા થયા, ધબકારા થોડેક છેટે ગયા પછી અમે ધીમેથી અમારૂં બારણું ઉઘાડયું. ગઇ કાલની પેઠે આજે પણ લક્ષ્મણ મીણબત્તી લઇને મેડી ઉપર જતો હતો અમે તેની પાછળ ધીમે ધીમે લપાઇને ગયા તે ગઇ કાલે ગયો હતો તેજ ઓરડામાં ગયો, અમે પણ ઓરડામાં દાખલ થયા તેણે બારી ઉઘાડી અને મીણબત્તીથી કોઇને કાંઇ ઇસારો કરતો હોય તેમ લાગ્યું એટલે આનંદરાયે તેના ખભા ઉપર જોસથી હાથ મુકયો, તે ચમકયો અને ભયભિત થઇને ચાર પાંચ ડગલાં હઠી ગયો.

કેમ લક્ષ્મણ આંહી શું કરે છે ?

કાંઇ નહિ એ તો હું બારી તપાસવા આવ્યો હતો.

કેમ બીજે માળે બારી તપાસવા ? અને તે રાત્રે બે વાગે !
હા એમાં ખોટું શું ?

તું મને બનાવી જઇશ ? તારે સત્ય બોલવુંજ પડશે, નહિ તો અમારે ચાંપતા ઉપાય લેવા પડશે બોલ અહીં શું કરતો હતો ?

થોડી વાર પછી તેણે જવાબ આપ્યો, કે હું કાંઇ નુકશાન નહોતો કરતો ફક્ત બારી પાસે મીણબત્તી રાખતો હતો.

શા માટે ?

શેઠ તે મને ન પુછો હું નહિ કહી શકું જો ફક્ત મારૂ આ કામ હોત તો તમને વાત કરવામાં વાંધો ન હતો.

મને તરતજ એક વિચાર સુઝયો મેં વિચાર કર્યો કે વખતે આ માણસ કોઇને મીણબત્તીથી નિશાની કરતો હોય. મેં બારીમાંથી જોયું તો જંગલ દેખાતું હતું મેં મીણબત્તી હાથમાં રાખી ને જંગલ તરફ જોયું તો ઘણાજ આશ્ચર્ય વચ્ચે જંગલમાં કેટલેક દુરથી પ્રકાશ જોયો હું મીણબત્તી ચલાવવા મંડયો તો ત્યાં પણ પ્રકાશ ચાલવા મંડયો મેં આ દેખાવ આનંદરાયભાઇને દેખાડયો.

લક્ષ્મણે કહ્યું નાના શેઠ હું તમને ખાત્રી આપું છું કે ત્યાં કાંઇ નથી.

બદમાસ તું હજુ તારો વાંક નાકબુલ કરે છે ? તું શું કોઇને નિશાની નહોતો આપતો ? બોલ તેં અમારી વિરૂદ્ધ કાવતરાં શું કરવા માંડયાં છે ?

હું તમોને નહિ કહી શકું.

ત્યારે મારી નોકરી છોડીને ચાલ્યો જજે. તારા જેવા બેવકુ઼ા માણસની ચાકરી મારે ન જોઇએ.

તો ભલે હું આવતી કાલેજ ચાલ્યો જઇશ.

તે પણ અપકીર્તિ લઇને, નામોશી સાથે, તારા બાપદાદાઓએ આંહી કામ કર્યું છે અને તું બેવકુ઼ા થઇને મારા સામે કાવતરાં કરે છે કેમ ?

ના ના તમારી સામે કાંઇ કાવતરૂં નથી. પાછળથી એક સ્ત્રીનો અવાજ આવ્યો.

અમે ચમક્યા. જોયું તો લક્ષ્મણની સ્ત્રી ગંગા ઉભી હતી.

લક્ષ્મણે ગંગાને કહ્યું. આપણો સામાન બાંધી રાખજે કાલે આપણે નોકરી છોડીને ચાલ્યા જવાનું છે.

અરે ભગવાન ! આ બધું મારે લીધેજ છે, શેઠ તમોને ખાત્રી આપું છું કે આ કામમાં મારા પતિનો દોષ જરા પણ નથી તેણે ફક્ત મારી વિનવણીથીજ આ કામ કર્યું છે.

કયું કામ ?

મારો દુઃખી ભાઇ જંગલમાં ટેકરી પર ભુખે ટળવળે છે, હું અમારા ગામમાં મારા ભાઇને ભુખે મરતો ન જોઇ શકું આ મીણબત્તીથી અમે નિશાની કરીએ છીએ કે ખોરાક તૈયાર છે એટલે તે સામેથી નિશાની કરે છે કે આ જગ્યા ઉપર ખોરાક લઇ આવો.

તારો ભાઇ કોણ ?

મુળુ ખુની કે જે પાસેની જેલમાંથી નાસી આવ્યો છે, તે મારો ભાઇ છે.

સાહેબ! હવે તો આપને ખાત્રી થઇને કે તમારી વિરૂદ્ધ આ કાવતરૂં નથી ? લક્ષ્મણે કહ્યું.

હું તો આશ્ચર્ય પામ્યો અને ગંગા તરફ જોઇ રહ્યો ક્યાં આ કુમળા હૃદયની નમ્ર અને દયાવાળી સાધ્વી અને ક્યાં સેંકડો માણસોના લોહીથી હાથ રંગનાર મુળુ ખુની! ભાઇ અને બેન વચ્ચે આટલો બધો ફરક ?

તે મારી શંકા સમજી ગયેલી હોય તેમ લાગ્યું અને કહ્યું એ મારો નાનો ભાઇ છે, જ્યારે તે નાનો હતો ત્યારે અમે તેને બહુજ માન આપતાં અને લાડ લડાવતાં, આગળ જતાં ખરાબ સોબતને લઇને તે દુનિયાને પોતાનીજ સમજવા મંડયો અને ચોરીઓ કરીને પણ આનંદ કરવામાં સાર્થક સમજતો થયો તે નજીવી ચોરીઓ કરતાં કરતાં મોટી ચોરીઓ કરતાં શીખ્યો ને પછી ખુન કરતાં પણ શીખ્યો. અમારા કુટુંબનું નામ બોળ્યું તે ગમે તેવો છે તો પણ મારો તો ભાઇજ છે, તેથી તેના ઉપર મારો પ્રેમ તો તેવોને તેવોજ છે. મારી પાસેથી મદદની આશાએ જેલ તોડીને નાઠો તે રાત્રેજ તે અહિંઆં મારી પાસે સીપાઇઓને ભુલાવીને આવ્યો. તે ભુખથી મરી જતો હતો અને થાકી ગયો હતો. અમને દયા આવવાથી તેને જમાડયો અને આંહી મેડી ઉપર અમે તેને તમે આવ્યા ત્યાં સુધી રાખ્યો, દિવસે તેને ઓરડામાં રાખીને ઉપર તાળું મારતાં અને બે વાર જમવાનું આપી આવતાં ત્યાં તમારે આંહી આવવાનું થયું તેથી મારા પતિએ કહ્યું કે હવે તેને જંગલમાં પેલી ટેકરીઓ ઉપર રાખીએ કે જેથી કોઇને ખબર ન પડે તેથી તેને અમે ત્યાં રાખ્યો હવે મારા પતિ રાત્રીએ બે વાગે

હંમેશાં તેને ત્યાં ખોરાક આપવા જાય છે. આમાં મારા પતિનો બીલકુલ વાક નથી જે વાંક હોય તેને માટે હુંજ જવાબદાર છું કારણ કે મારા આગ્રહથીજ આ ભયાનક કામ તેણે હાથમાં લીધું છે.

લક્ષ્મણ આ વાત સત્ય છે ?

હા. સાહેબ.

હવે હું તને કાંઇ ઠપકો આપવા ઇચ્છતો નથી મેં તને જે કાંઇ કહ્યું હોય તે ભુલી જા અને તમે બન્ને જણાં તમારા ઓરડામાં જઇને સુઇ જાઓ વધુ વાતચિત સવારે કરીશું.

તે બન્ને ચાલ્યાં ગયાં અમે ફરીથી જંગલ તરફ નજર રાખી તો હજુ ઘણે દુર નાનકડો દીવો દેખાતો હતો.

# પ્રકરણ ૧૮ મું.



## ચોરની શોધમાં



આ ખુની ત્યાં બત્તી રાખવાની હિંમત કરે છે એ આશ્ચર્યજનક છે. આનંદરાયે કહ્યું.

પરંતુ તેણે એવી ખુબીથી મુકી હશે કે અહીં સીવાય બીજે કયાંયથી તે ન દેખાય.

હા. વાત બનવા જોગ છે તે જગ્યા અહીંથી કેટલેક દુર હશે ?

બહુ તો બે માઇલ.

હા. લક્ષ્મણ હંમેશાં તેને ખોરાક દેવા જાય છે. એટલે તે

દૂર હોય તે બનવા જોગ નથી પેલા પ્રકાશ પાસેજ પેલો ખુની બેઠો હશે મારો તો વિચાર છે કે આપણે જઇને તેને પકડીએ.

મેં જવાબ આપ્યો. ત્યારે હું પણ આવવાને તૈયાર છું.

ત્યારે તમારી રીવોલ્વર લઇ લો અને બુટ પહેરી લો આપણે જેમ વહેલા જઇએ તેમ વધારે સારૂં, કારણ કે જો તે ખુની દીવો ઓલવી નાખે તો આપણને રસ્તો મળવો મુસ્કેલ.

પાંચ મીનીટમાં અમે કપડાં પહેરી લીધાં અને ઘરમાંથી ચાલતા થયા.

અમે ઝડપથી રસ્તો કાપવા માંડયા, મેં આનંદરાયને પુછયું તમારી પાસે હથીયાર છે ને ?

હા.

આપણે બરાબર સાવચેત થઇને ચાલવું જોઇએ કારણ કે તે ખુની બહુજ ઝનુની અને બહાદુર છે આપણે તેને ઓચીંતો પકડી લેવો જોઇએ કે જેથી તેને ખબર પડે તે પહેલાં તો આપણા કાબુમાં તેને લઇ લીધો હોય.

પરંતુ કનૈયાલાલ ! આપણા આ સાહસિક કામ માટે પ્રભુ-લાલ ખીજાશે તો નહિ ને ? કારણ કે તેણે મને કહ્યુ હતુ કે કદિ જંગલમાં રાત્રે જવું નહિ.

તેટલામાં તે દીવસે જેવો સાંભળ્યો હતો તેવો ભયંકર કુતરાના જેવો અવાજ આવ્યો, તે અવાજ ઘણી વાર સુધી રહ્યો આનંદરાય બહુજ ભયભીત થયા હોય એમ લાગ્યું. તેણે મારા કોટની બાંય પકડી રાખી. કનૈયાલાલ આ શું ? બીકથી હાંફતાં હાંફતાં તેણે પુછયું.

મને કાંઇ ખબર નથી અગાઉ એક દિવસે મેં પણ આવો અવાજ સાંભળ્યો હતો.

તે અવાજ તો બંધ પડી ગયો અને બધું શાન્ત થઇ ગયું, કનૈયાલાલ ! મને લાગે છે કે તે શિકારી કુતરાની રાડ હતી.

મારૂં લોહી ઠંડુ પડી ગયું, કારણ કે અવાજ ઉપરથી આનંદરાય બહુજ ભયભિત થયા હોય એમ લાગતું હતું. મને પણ બીક લાગી કે અમારી ઉપર રખેને કાંઇ ભય આવી પડે.

ભલા ! લોકોનું આ અવાજ વિષે શું કહેવું છે ? આનંદરાયે પુછ્યું.

પરંતુ આપણે મુર્ખ લોકોની વાતો શા માટે માનવી !

પણ કહો તો ખરા,

તેઓ તો કહે છે કે આ અવાજ તમારી દંતકથાવાળા દૈવી કુતરાનોજ છે.

આનંદરાયે એક નિશ્વાસ નાખ્યો અને બે મિનીટ ચુપ રહીને બોલ્યા તે શિકારી કુતરાનો અવાજ છે એ તો ચોક્કસ પરંતુ તે ઘણે દુરથી આવ્યો હોય તેમ લાગે છે.

તે કયાંથી આવે છે તે જાણવું મુશ્કેલ છે,

ગમે તેમ હોય પરંતુ આ જંગલમાંથી અવાજ આવ્યો એ તો ચોકકસ મને લાગે છે કે પેલી દંતકથા સાચીજ હોવી જોઇએ. તમને એમ નથી લાગતું ?

ના.

કનૈયાલાલ ! આપણે મુંબઇમાં બેઠા બેઠા આ દંતકથાને હસી કાઢીએ તે વાત જુદી છે, અને અત્યારે રાત્રે આવો ભયંકર

અવાજ સાંભળીએ તે વાત પણ જુદી છે. મારા કાકાના મૃતદેહની પાસે શિકારી કુતરાનાં પગલાં હતાં એટલે બધી વાત મળતીજ આવે છે તમે એમ ન ધારતા કે હું બાયલો છું, પરંતુ આ અવાજે મારૂં બધું લોહી થંડુ કરી નાંખ્યું છે. આ મારો હાથ જુઓ.

અને ખરેખર મેં જોયું તો તેમનો હાથ બરફ જેવો થંડો થઇ ગયો હતો.

તમે સવારે આ વાત ભુલી જશો.

નહિ ! હવે તે અવાજ મારા મૃત્યુ સુધી નહિજ ભુલી શકું ઠીક પણ હવે પેલા માણસને પકડવા જવાનું કેમ ?

હવે તે વાત માંડી વાળીએ.

નહિ તે તો નહિ બને, તે માણસને પકડયેજ છુટકો આનંદરાયના દુરાગ્રહથી અંતે અમે બન્ને જણા તૈયાર થઇ નીચે ઉતર્યાં.

અમે તે દિવાની દિશા તરફ ચાલ્યા જતા હતા. મીણબત્તી હવે સ્પષ્ટ દેખાતી હતી, બે મોટા પત્થર વચ્ચે તે મીણબત્તી રાખ-વામાં આવી હતી કે જેથી તે હવાથી ઓલવાઇ જાય નહિ તેમજ બીજને કોઇ દેખી શકે નહિ, ત્યાં બહુજ શાન્તિ હતી કોઇ પણ જીવિત પ્રાણીનો વાસ હોય તેમ લાગતું ન હતું.

હવે આપણે શું કરવું ?

આપણે જરા સંતાઇને ઉભા રહીએ, મને ખાત્રી છે કે તે આટલામાંજ હશે. આનંદરાયે જવાબ આપ્યો.

આનંદરાયે પોતાનું વાકય માંડ પુરૂં કર્યું તેટલામાં તો અમે તે મીણબત્તી પાસેજ એક માણસનું મોઢું જોયું. તેનું મોઢું ભયાનક જંગલી પ્રાણી જેવું બિહામણું હતું, મોઢું ગંદુ હતું.

દાઢી પણ ભયાનક હતી, અમારા પગનો અવાજ તે સાંભળી ગયો હોય તેમ લાગ્યું તેને શંકા થઇ હોય તેમ લાગતું હતું, વખતે લક્ષ્મણેજ નિશાની કરી હોય, કે અમે તેની પાછળ આવીએ છીએ અથવા તો તેણે અમારાં પગલાંનો અવાજ સાંભળ્યો હોય તેના હૃદયમાં ધ્રાસકો પડયો હોય તેમ મને તેના ચહેરા ઉપરથી લાગતું હતું. મને વિચાર આવ્યો કે તે મીણબત્તી ઠારીને ક્યાંક સંતાઇ જશે તો તેનો શિકાર કરવાને બદલે આપણેજ તેનો શિકાર બની જશું તેથી હું એકદમ ટેકરી ઉપર કુદયો. આનંદરાય પણ સાથેજ કુદ્યા તેવામાં પેલા ખુનીએ એક ચીસ પાડીને અમને ગાળ દીધી અને દોડયો દોડતાં દોડતાં અમારા તરફ પથરાના ઘા પણ કરતો હતો સદ્દભાગ્યે ત્યારે ચંદ્ર ઉદય થયેલો તેથી અમે તેની પાછળ દોડવા મંડયા. મારી પાસે રીવોલ્વર હતી તેથી મેં ધાર્યું હોત તો તેના પર ગોળીબાર કરી શકત. પરંતુ મેં તે રીવોલ્વર મારા બચાવ માટે લીધી હતી નહિ કે નિઃશસ્ત્ર માણસ ઉપર ગોળીબાર કરવા, થોડીવારમાં તે અદ્રસ્ય થઇ ગયો, તેથી અમે નિરાશ થઇને પાછા વળ્યા. પાછા વળતાં મેં પાછળ જોયું તો શું માલમ પડયું ? એક માણુસ અદબ વાળી એક મોટી ટેકરીની ટોચ ઉપર ઉભો હતો, તે પેલો ખુની ન હતો, આ તો કોઇ જરા લાંબો અને પાતળો માણુસ હતો, મારૂં ધારવું છે કે તે શિવપ્રસાદનો ચાલાક ખુની હોય મેં આનંદરાયનું તે તરફ ધ્યાન ખેંચ્યું પણ તેટલામાં તે માણુસ અદ્રસ્ય થઇ ગયો.

આનંદરાયના મનમાંથી તો હજુ પેલી કુતરાની બીક ગઇ નહતી અમે વાતો કરતા કરતા થોડીવારમાં ઘેર પહોંચ્યા.

# પ્રકરણ ૧૯ મું



## ઉપકારનો બદલો

આજ આખો દિવસ વરસાદ વરસ્યો, આનંદરાયભાઇની હૃદયની નબળાઇ હજુ સુધી ગઇ નથી, મારા મનમાંથી પણ મેં ધારી લીધેલ ભાવી ભયની બીક ગઇ નથી અને મને ભય કેમ ન લાગે? બધા સંજોગો પણ એવા ભેગા થયા છે. શિવપ્રસાદભાઇનું ખુન બરાબર દંતકથામાં લખ્યા પ્રમાણે થયું. ઘણા ખરા ખેડુતોનું પણ કહેવું છે કે તેઓએ બે ત્રણવાર ભયાનક શિકારી કુતરો જોયેલ છે તેનો ભસવાનો અવાજ તો મેં પણ બે વાર સાંભળેલ છે એટલે આટલા ઉપરથી એમ સમજવાનું નથી કે આ વ્હેમો હું માનું છું, પરંતુ મારૂં એમ ધારવું છે કે કોઇ માણુસ આ જાળ પાથરે છે. એમ પણ બનવા જોગ છે કે જંગલમાં કોઇ મોટો શિકારી કુતરો હોય પરંતુ તે અત્યાર સુધી તો સંતાયો કયાં હોય? મુંબઇમાં પણ અમુક વ્યકિત આનંદરાય સાથે કાવાદાવા કરે છે. પેલો દાઢીવાળો પુરૂષ કોઇ ભેદી વ્યકિત છે હવે તે માણુસ રહ્યો કયાં? તે હજુ મુંબઇમાંજ હશે કે અમારી પાછળ અહીં આવ્યો હશે? તે રાત્રે મેં ટેકરી ઉપર એક પુરૂષને જોયો તે માણુસ પોતેજ પેલો દાઢીવાળો હોય તે બનવા જોગ નથી?

જો કે તે ટેકરી ઉપરના પુરૂષ ઉપર મેં એકજ નજર નાખી

છે તો પણ તેના શરીરનો બાંધો મને બરાબર યાદ છે, કનકપ્રસાદ કરતાં તો તે જરા ઉંચો છે, પેલા કાન્તિલાલ કરતાં જરા પાતળો છે, તેના જેવો કોઇ પણ માણસ મેં મંડુરમાં જોયો નથી એટલે કે હજુ બીજો માણસ મંડુરમાંજ આપણી વિરૂદ્ધ જાળ પાથરતો હોય તેમ લાગે છે જો હું આ માણુસને પકડી શકું તો અમારી બધી મુસ્કેલીઓનો અંત આવી જાય.

મેં પહેલાં તો બધી યુકિતઓ આનંદરાયને કહી દેવાનો વિચાર કર્યો હતો; પરંતુ હવે મને લાગે છે કે બધું કામ મારે ચુપકીથી કરવું કારણ કે આનંદરાયનું હૃદય તે રાત્રે પેલા ભયાનક અવાજથી બહુજ નબળું પડી ગયું છે અને તેથી જો તેને બીજી વાતો કરૂં તો તેની ચીંતામાં ઉમેરો થાય.

આજે બપોરે જમ્યા પછી અમારે લક્ષ્મણ સાથે બહુજ જરૂરી વાતચિત થઇ હતી, જમી લીધા પછી મને આનંદરાયે બોલાવ્યો અને કહ્યું કે લક્ષ્મણ કહે છે કે મારે તમો બન્નેની સામે એક ફરિયાદ છે. લક્ષ્મણ પાસેજ ઉભો હતો પણ તે કાંઇ બોલ્યો નહિ, આનંદરાય ફરીથી બોલ્યા, કનૈયાલાલ ! આ લક્ષ્મણ કહે છે કે તમે બન્ને જણા મારા સાળાને પકડવા ગયા તે તમારે માટે અયોગ્ય છે.

તેવામાં લક્ષ્મણ બોલ્યો કે હું જરા અવિનયથી બોલ્યો હોઉં તો ક્ષમા માગું છું, આજ સવારે જ્યારે મેં તમોને જંગલમાંથી ઘેર આવતા જોયા ત્યારે હું આશ્ચર્ય પામ્યો પછી મને ખબર પડી કે તમે મારા સાળાને પકડવા ગયા હતા મારી પાસેથી ગુપ્ત વાત જાણ્યા પછી આમ કરવું આપને યોગ્ય નથી.

પરંતુ તે ગુપ્ત વાત તેં તારી ઇચ્છાથી અમને નહોતી કહી અમે જ્યારે ખરી વાત સાંભળવા બળાત્કાર કર્યો ત્યારેજ તારી સ્ત્રીએ તે વાત કરી હતી.

પરંતુ તે વખતે અમે નહોતું ધાર્યું કે તમે તે વાત સાંભળીને મારા સાળાને પકડવા જશો.

તારો સાળો પ્રજાને માથે દુઃખ રૂપી વાદળ છે, આટલામાં માણસોનાં ઘર છેટે છેટે છે તો તે ધારે તેના ઘરમાં ઘુસી જઇને ખુન ખરાબી કરી શકે માટે એ જેલમાં ન પુરાય ત્યાં સુધી સલામતી નથી.

તે ચોરી કે ખૂન કાંઇ નહિ કરે તેની હું તમોને ખાત્રી આપું છું તે હવે અહિં ઝાઝા દિવસ રહેશે પણ નહિ તેને છુપાવીને કોઇ ન જાણી શકે તેવી રીતે દીવ મોકલવાનો બંદોબસ્ત થઇ ગયો છે માટે મહેરબાની કરીને પોલીસને જાહેર ન કરતાં કે તે જંગલમાં છે, પોલીસે તેનો કેડો છોડી દીધો છે તેથી તેને માટે વહાણ તૈયાર થાય ત્યાં સુધી તેને સુખે પડી રહેવા દો મારી સ્ત્રીને દુઃખ થશે માટે હું તમારી પાસે વિનંતી કરૂં છું કે પોલીસને જાહેર ન કરતા.

કનૈયાલાલ ! તમારી શું સલાહ છે ?

ટાઢે પાણીએ ખસ જતી હોય તો આપણને વાંધો નથી, તે જો પરદેશ ચાલ્યો જતો હોય તો પછી તેને પકડવાથી ફાયદો નથી. મેં પ્રત્યુત્તર આપ્યો.

પરંતુ તે જાય તે પહેલાં કોઇનું ખુન કરે એવો મને ભય છે આનંદરાયે શંકા બતાવી.

તે એવું ગાંડું કામ નહિજ કરે, તેના ગુજરાનનાં સાધન અમે પુરાં પાડીએ છીએ તો પછી તેને એવું કામ શા માટે કરવું જોઇએ ? એવું કામ કરવા જતાં પોતે પકડાઇ જાય એવી તેને પોતાનેજ બીતી રહે છે.

તો અમારે કાંઇ વાંધો નથી, જાઓ લહેર કરો. આનંદ-રાયે કહ્યું,

ઇશ્વર તમોને સુખી રાખે હું મારા ખરા અંતઃકરણથી આપનો આભાર માનું છું જો તમે તેને પકડી પોલીસને સ્વાધીન કર્યો હોત મારી સ્ત્રી શોકમાં ને શોકમાં મરી જાત.

કનૈયાલાલ ! આપણે આ કામથી ગુન્હાને અને પાપને મદદ કરીએ છીએ તો પણ મને લાગે છે કે લક્ષ્મણની ખાતર તેને જવા દઇએ.

ઘણા આભારની લાગણીથી લક્ષ્મણ ચાલ્યો ગયો, પરંતુ થોડી વારમાં તે પાછો ફર્યો.

તમે મારી ઉપર બહુજ મોટો ઉપકાર કર્યો છે તેના બદ-લામાં હુ આપને ફુલ નહિ તો ફૂલની પાંખડી આપીશ મને એક બહુજ છુપી વાતની ખબર છે તે હું અત્યારે આપને કહેવા આવ્યો છું મેં અત્યાર સુધી કોઇ પણ માણસને કહેલ નથી તે વાતને શિવપ્રસાદભાઇના મૃત્યુ સાથે સંબંધ છે.

અમે બન્ને જણાએ આતુરતાથી પુછ્યું, તે કેવી રીતે મરી ગયા તેની શું તને ખબર છે ?

ના.

ત્યારે ?

તે રાત્રે ૧૦ વાગે ગામના નાકા પાસે કોને મળવા ગયા હતા તે હું જાણું છું તે એક સ્ત્રીને મળવા ગયા હતા.

એક સ્ત્રીને ? મારા કાકા ?

હા.

તે સ્ત્રીનું નામ શું ?

તેનું નામ તો હું જાણતો નથી પરંતુ તેના અને તેના બાપના નામના પહેલા અક્ષરની મને ખબર છે. ર. મ.

પરંતુ તને આ ખબર ક્યાંથી પડી ?

તમારા કાકા ગુજરી ગયા તેજ દિવસે સવારે એક બંધ કરેલ કાગળ આવ્યો હતો તેના શીરનામા પર કોઇ સ્ત્રીના અક્ષર હતા. શિવપ્રસાદભાઇને ત્યાં હંમેશાં ઘણા કાગળ આવતા પરંતુ તે દિવસે આ એકજ કાગળ આવ્યો તેથી મારૂં તે તરફ ધ્યાન ગયું હતું ટીકીટ ઉપર બોરીવલ્લીની છાપ હતી.

તને અંગ્રેજી ક્યાંથી આવડે ?

શેઠે મને થોડું ઘણું શિખવાડયું હતું.

ઠીક પછી.

તે વાતને તો હું ભૂલી ગયો હતો, ૧૫ દિવસ પહેલાં મારી સ્ત્રી શેઠના વાંચવાના ખંડમાં ઝાડુ કાઢવા ગઇ, શેઠના મૃત્યુ પછી તે દિવસે પહેલીજ વાર તે ઓરડામાં ગઇ હતી. ત્યાં ટેબલ ઉપર તેના હાથમાં એક લખેલો પત્ર આવ્યો તેનો ઉપલો ભાગ તો ન હતો પણ નીચેની કટકી રહી ગઇ હતી, કાગળ લખેલ હતો તે

પણ અક્ષર ઝાંખા ઝાંખા દેખાતા હતા, તેમાં લખ્યું હતું કે મહે-રબાની કરીને આ પત્ર વાંચીને તે ફાડી નાખજો, અને ગામના નાકા પાસે રાત્રે દસ વાગે આવજો લી. ર મ. આ મ. તેના બાપનું નામ હશે કે તેના ધણીનું તે તો મને ખબર નથી.

તે લખેલા કાગળનો કટકો તેં સાચવી રાખ્યો છે કે?

ના કારણ કે તરતજ પવનને લીધે તે ઉડી ગયો.

અગાઉ તેજ હસ્તાક્ષરના બીજા કાગળો આવ્યા હતા?

મને બરાબર ધ્યાન નથી કારણ કે હું કદિ કાગળ તરફ ધ્યાન આપતોજ નહિ.

આ ર. મ. કોણ છે તેની તને કાંઇ ખબર નથી?

ના પરંતુ મારૂં ધારવું છે કે બીજા કોઇને પુછીને તેનું નામ જાણી લઇએ અને તે સ્રીને પકડીએ તો શેઠના મૃત્યુ વિષે આપણને પુરેપુરી ખબર મળે.

પરંતુ લક્ષ્મણ! આવી ઉપયોગી વાત તેં આજ સુધી છુપાવી કેમ રાખી?

કારણ કે તરતજ મારા સાળાની ચિંતા મારા ઉપર પડી તે સિવાય શેઠ અમાર ઉપર બહુજ પ્રેમ રાખતા અમને પોતાના પુત્ર પુત્રીની માફક ચાહતા તેથી અમને લાગ્યું કે આ વાત ખુલ્લી કરશું તો શેઠના મૃતાત્માને કાંઇ ફાયદો ન થતાં નુકશાનજ થશે.

તને શું એવી બીક હતી કે શેઠની અપકીર્તિ થશે?

હા કેમકે માણસો તો એમજ કહે કે રાત્રે દસ વાગે શિવ-પ્રસાદભાઇ કોઇ સ્રીને મળવા જાય તેમાં કાંઇ પવિત્ર ઉદેશ નજ

હોય પરંતુ તેમનું ચારિત્ર હલકું હતું એમ નક્કી થાય તેથી તેમના ઉપર આવું કલંક ન લાગે તે માટેજ આ વાત મેં આજ સુધી છુપાવી હતી.

ઠીક બહુ સારૂ હવે તું જા.

લક્ષ્મણ ગયા પછી આનંદરાયે મને પુછ્યુ કેમ તમને નવીન બાતમી વિષે શું લાગે છે ?

કાંઇ ખાસ લાભદાયક લાગતી નથી.

મને પણ એમ જ લાગે છે. આ ર. મ. કોણ છે તેની આપણને ખબર પડે તો બધો ભેદ ઉકલી જાય જો તે સ્ત્રીને આપણે શોધી કાઢીએ તો તે આપણને બધી બાતમી આપે, આપણે હવે શું કરશું ?

આપણે આ વાત પ્રભુલાલને જણાવીએ કારણ કે તેને એટલી તો પહેલેથી ખબર પડી છે કે શિવપ્રસાદ રાત્રે દસ વાગે તે જગ્યાએ કોઇની રાહ જોતા હતા હવે તે કોની રાહ જોતા હતા તેની જો ખબર પડે તો તે એકદમ ભેદ ઉકેલી શકે. મને ખાત્રી છે કે આ પત્ર વાંચીને પ્રભુલાલ અહીં આવશે,



# પ્રકરણ ૨૦ મું

## નામ મળ્યું.

બીજે દિવસે પણ એમને એમ વરસાદ વરસતો હતો; ઠંડી પુષ્કળ હતી મને પેલા ખુનીની દયા આવી, પેલી ટેકરી ઉપર બિચારાની કેવી દયાજનક સ્થિતિ હશે ? ખરેખર ઇશ્વર પાપનો બદલો આપ્યા વિના રહેતોજ નથી, મનુષ્યને તેનો બદલો આપવાની જરૂર રહેતી નથી, મને મુંબઇનો પેલો દાઢીવાળો પુરૂષ અને તે રાત્રીએ જોયેલ ટેકરી ઉપરનો પુરૂષ યાદ આવ્યા. આ માણસોનો ભેદ ખુલે તો પછી અમારૂ કામ સહેલું સટ થઇ જાય. પેલી ટેકરીવાળા પુરૂષને ફરીથી જોવાની આશાએ વોટરપ્રુફ ઓવર કોટ ચડાવીને તે ટેકરીઓની દિશાએ ગયો ટેકરી તો ત્યાં ને ત્યાં હતી પરંતુ પેલો પુરૂષ ન દેખાય તેથી ત્યાંથી નિરાશ થઇને હું પાછો વળ્યો.

રસ્તામાં મને ડો. શાન્તિરાય મળ્યા, તે અમારે ત્યાં લગભગ દરરોજ ખબર કાઢવા આવતા, રસ્તામાં અમે ઘણી નકામી વાતો કરી. મેં તેને ફુલાવવા ઘણાં વખાણ કર્યાં અને પછી પુછયું તમે અહીંનાં તો શું પરંતુ બોરીવલીનાં બધાં માણસોને પણ ઓળખતા હશો ?

ડા. હું ન ઓળખતો હોઉં એવું કોઇ ભાગ્યેજ હશે.

એક સ્ત્રીના ટુંકાક્ષર ર. મ. છે તે બોરીવલીમાં રહે છે તેનું આખું નામ આપ જાણો છો ?

હા. મિસીસ રમા મહેતા છે, તે બોરીવલીમાં રહે છે.

તે કોણ છે ? મેં પુછ્યું.

કાન્તિલાલની પુત્રી.

કોણ કાન્તિલાલ ગાંડો ?

હા તેનાં લગ્ન મી. મણિલાલ મહેતા નામના એક પરદેશી યુવક સાથે થયાં હતાં, પરંતુ તેને રમાના ચારિત્ર ઉપર શક આવતાં કાઢી મુકવાથી કાન્તિલાલે રમાને કહ્યું કે હું હવે તને મારે ઘેર નહિ રાખું આવી રીતે દુષ્ટ પતિ અને ગાંડા પિતાની વર્તણુકથી તે બહુજ દુઃખી થઇ હતી.

ત્યારે હવે તે પોતાનું ગુજરાન કેવી રીતે ચલાવે છે ?

તેની આવી દુઃખી હાલતની ખબર પડતાં લોકોએ તેને મદદ કરી છે કનકપ્રસાદે અને શિવપ્રસાદે તો ઘણી મદદ આપી હતી હવે તે ભરત ગુંથણનું કામ કરે છે અને તેનાથી પોતાનું ગુજરાન ચલાવે છે, તેનાં ચારિત્ર્ય વિષે તો લોકોને હજુ પણ શક છે.

શાન્તિરાયે મને આ પુછપરછનું કારણ પુછ્યું પરંતુ મેં આડી વાત નાખી દીધી અને કાન્તિલાલની વાતોમાં પડયા. આવી ખાનગી વાતની જેમ બને તેમ ઓછા માણસોને ખબર પડે તેમ સારૂં.

બીજે દિવસે રમા પાસે બોરીવલીમાં જઇ તેની પાસેથી ઘણીજ ચાલાકીથી બધી બાતમી મેળવી લેવાનો મેં વિચાર કર્યો.

# પ્રકરણ ૨૧ મું

## ઉપકારનો બીજો બદલો

સાંજે હું ચા પીતો હતો, તે વખતે લક્ષ્મણ સાથે એક અત્યંત ઉપયોગી વાત થઇ. લક્ષ્મણે આપેલ આ બાતમી અમે કરેલ ઉપકારનો બીજો બદલો ગણી શકાય. વાંચકને આ ઉપરથી ખાત્રી થશે કે પેલા મુળુને જતો કરવામાં અમે કાંઇ ખોયું નથી ઉલટી અમોને એવી બે બાતમીઓ મળી કે જે મુળુ ખુનીને પકડાવ્યો હોત તો ન મળત. શાન્તિરાય અને આનંદરાય એક સચિત્ર માસિકનાં ચિત્રો જોતા હતા. હું બીજા ઓરડામાં વિચાર કરતો બેઠો હતો તેવામાં લક્ષ્મણ ચાહનો પ્યાલો લઇને આવ્યો.

કેમ તારો સાળો હજુ જંગલમાં બેઠો છે કે ચાલ્યો ગયો ?

મને ખબર નથી, મરી જાય તો લપ મટે, કારણ કે તેણે જ આટલું બધું ધાંધલ કરાવ્યું હું ત્રણ દિવસ પહેલાં તેને ખોરાક આપવા ગયો હતો, પણ ત્યાર પછી તેનું શું થયું તેની મને ખબર નથી.

ત્રણ દિવસ પહેલાં તો તે હાજર હતોને ?

મેં તેને જોયો ન હતો તેની હંમેશની જગ્યાએ હું ખોરાક

મુકી આવ્યો; પરંતુ તે ખોરાક તેને બદલે બીજા માણસે પાછળથી લઇ લીધો હોય તે બનવા જોગ છે.

ત્યારે શું ત્યાં બીજો કોઇ માણસ પણ છે ?

હા સાહેબ ત્યાં એક બીજો માણસ છે.

તેં તેને જોયો ?

ના.

ત્યારે તું શા આધારે કહે છે ?

આઠ દિવસ પહેલાં મને મુળુએ વાત કરી હતી કે અહીં એક બીજો માણસ સંતાઇને રહે છે, તે ચોર તો નથીજ પરંતુ મને કોઇની નિંદા કરવી પસંદ નથી.

લક્ષ્મણ ! તું સાચે સાચી વાત કરી દે આ બધી મહેનત હું મારે માટે નથી કરતો તારા શેઠના ભલા માટેજ આ બધા પ્રયત્ન થાય છે, માટે તું ખરી વાત કહી દે.

મને લાગે છે કે ત્યાં કાવતરાં થાય છે. તેથી મને આનંદ-રાયભાઇની બહુ ચિંતા થયા કરે છે તે આ ગામ છોડીને ચાલ્યા જાય તો બહુ સારૂ.

કેમ ? તને આટલી બધી બીક કેમ લાગે છે ?

શિવપ્રસાદભાઇના મૃત્યુ તરફ નજર ફેંકો, રાત્રે જંગલમાં ભયંકર અવાજ થાય છે તે ઉપર વિચાર કરો દિવસ આથમ્યા પછી કોઇ પણ માણસને ગમે તેટલી લાલચ આપશો તો પણ તે જંગલમાં નહિ જાય. તેમાં વળી હાલમાં એક માણસ ત્યાં ટેકરીમાં સંતાઇને રહે છે તેના ઉપર વિચાર કરો. આ બધા ઉપરથી શું ધારવું છે ? મારૂં એમ અનુમાન છે કે બક્ષી કુટુંબ સામે આ

કાવતરાં થાય છે તેથી બધી કુટુંબના કોઇ પણ માણસે આ ગામમાં રહેવું સલામત નથી.

પણ મને પેલા અજાણ્યા માણુસ વિષે તો વાત કર. તે કયાં રહે છે અને શું કરે છે તેની કાંઇ ખબર છે?

મુળીએ તેને એક વાર જોયેલ અને તે કોણ છે તે પુછતાં કાંઇ જવાબ આપ્યો નહિ પહેલાં તો મુળીએ તેને પોલીસ ધાર્યો હતો, પરંતુ પછી તેને ખબર પડી કે તે કાંઇ કાવતરૂં રચે છે દેખાવમાં તો ગૃહસ્થ જેવો લાગે છે, પરંતુ કરે છે શું તેની કાંઇ ખબર પડતી નથી.

પણ તે રહે છે કયાં?

તે ટેકરી ઉપર એક ઝુંપડામાં.

ખોરાકનું શું કરે છે?

એક ૧૪–૧૫ વરસનો છોકરો તેને મદદગાર છે. તે તેને માટે બધી જરૂરની ચીજો બોરીવલીમાંથી લાવે છે.

ઠીક ત્યારે વધુ વાત પછી કરીશું.

લક્ષ્મણ ગયા પછી હું મેડી ઉપર ગયો અને પેલા ઓરડાની બારીમાંથી જંગલ તરફ નજર નાખી. ત્યાંથી ટેકરી ઉપરની એક ઝુંપડી દેખાતી હતી હું વિચારમાં પડયો. શું તેજ ઝુંપડીમાં પેલો અજાણ્યો માણુસ રહેતો હશે? તેનો ત્યાં રહેવાનો હેતુ શું હશે? તે કોની સામે કાવતરાં કરતો હશે? તે શું આનંદરાય સામેજ કાવતરાં કરતો હશે? વગેરે અસંખ્ય વિચારો આવ્યા તેવામાં મને આનંદરાયે જમવા માટે બોલાવવાથી મારી વિચારમાળા તુટી ગઇ.

# પ્રકરણ ૨૨ મું.



## બોરીવલીમાં.



મને આજ સુધીમાં બે બહુજ જરૂરી બાતમીઓ મળી. એક બાતમી મિસીસ રમા મહેતાએ શિવપ્રસાદને રાત્રે દસ વાગે ગામના નાકા પાસે આવવાનું લખ્યું અને તેજ વખતે અને તેજ જગ્યાએ શિવપ્રસાદનું ખુન થયું. બીજી બાતમી ટેકરી ઉપર એક અજાણ્યો માણસ કાંઇ કાવતરાં કરવા માટે રહ્યો છે અને તે એક ઝુંપડીમાં રહે છે. આ બે બાતમીઓ ઉપરથી હું આખા ભેદને ન ઉકેલી શકું તો તેનો અર્થ એમજ થાય કે પ્રભુલાલ જેવાનો મિત્ર થવાને હું લાયક નથી.

તે દિવસે સાંજે આનંદરાયભાઇને મેં મિસીસ રમા મહેતા વિષે વાત કરી. પહેલાં તો અમે બન્નેએ સાથે બોરીવલી રમા પાસે જવાનો વિચાર કર્યો, પરંતુ પાછળથી વિચાર ફર્યો અને નક્કી થયું કે મારે એકલાએજ બોરીવલી જવું. આનંદરાયે મને ઘોડાગાડીમાં બેસીને જવાનો આગ્રહ કર્યો, પરંતુ મને ચાલીને જવાનું ઠીક લાગવાથી હું ચાલીનેજ ત્યાં જવા ઉપડયો.

હું બોરીવલી પહોંચ્યો અને ત્યાં બે ત્રણ જણાને પુછતાં રમાનું ઘર મને મળ્યું. એક નહાનકડો ઓરડો તેણે ભાડે રાખેલ

હતો હું ગયો ત્યારે તે રૂમાલ ગુંથતી હતી, તેનું સૌન્દર્ય જેવું તેવું ન હતું પરંતુ તે સૌન્દર્યમાં પવિત્રતા દેખાતી ન હતી તેથી મને તેની સાંભળેલ અપકીર્તિ સાચી લાગી. મને આવવાનું કારણ પુછતાં મેં તેને જવાબ આપ્યો કે હું તમારા પિતાશ્રીનો મિત્ર થાઉં છું મારે તેની સાથે સારી ઓળખાણ છે.

મારા પિતાના મિત્રોને અને મારે શું લાગે વળગે? મારા પિતા તો મને રોટલો આપવા પણ રાજી ન હતા ભલું થાજો શિવપ્રસાદભાઇનુ કે તેણે મને મદદ આપી.

શિવપ્રસાદભાઇ સંબંધી કાંઇક વાત પુછવા આપની પાસે આવ્યો છું.

રમાના ગાલ ઉપરની સુરખી ઉડી ગઇ હોય તેમ લાગ્યું. તેણે જવાબ આપ્યો મને તે સંબંધે કંઇ પણ માહિતી ક્યાંથી હોય?

તમો તેને ઓળખતાં હતાં કે નહિ?

તે તો મેં આપને પહેલેથીજ કહ્યું છે કે તેણે મારા ઉપર કરેલા આભારનો બદલો વાળવાની મારી જરા પણ શક્તિ નથી તેણે મારી દુઃખી અવસ્થામાં મને ઘણી મદદ કરી હતી.

તમે તેની સાથે કદિ પત્રવ્યવહાર કર્યો હતો?

તે ગુસ્સે થઇ બોલી આવા પ્રશ્નો પુછવાનું પ્રયોજન!

તમારી નિંદા અટકાવવા માટે, જો તમે આંહી ખાનગીમાં જ સત્ય જવાબ આપી દો તો તમે નિંદામાંથી બચો, નહિ તો તમોને કોર્ટમાં જવાબ આપવા પડશે અને લોકો તમારી ફજેતી કરશે આ હું તમારા ભલા માટે કહું છું.

તેનું શશિવદન સાવ મ્લાન થઇ ગયું અને ધીમેથી તે બોલી ભલે તમે જે સવાલ પુછશો તેનો જવાબ હું ઘણી જ ખુશીથી આપીશ.

તમે શિવપ્રસાદભાઇ સાથે પત્રવ્યવહાર ચલાવ્યો હતો ?

હા એક બે વાર મને આપેલ મદદ માટે મેં આભાર પત્રો લખ્યા હશે.

તે પત્રની તારીખ આપને યાદ છે ?

ના.

તમે કોઇ વાર તેમને રૂબરૂ મળ્યાં છો ?

ભાગ્યે જ એક બે વાર તે અહીં બોરીવલીમાં આવ્યા હતા ત્યારે મને એક વાર મળ્યા હશે, આ ગામમાં ભાગ્યેજ તેઓ આવતા.

જો તમે તેને એક બે વાર મળ્યાં હો અને પત્ર તો ફક્ત આભારનાજ લખ્યા હોય તો તેને તમારી દુઃખી સ્થિતિની ખબર કયાંથી પડી ? અને ખબર ન હોય તો મદદ કયાંથી આપે ?

બે ત્રણ ગૃહસ્થોએ મારી અનાથ સ્થિતિ જાણી હતી તેમાંથી એક શિવપ્રસાદના મિત્ર કનકપ્રસાદ હતા કનકપ્રસાદ બહુ દયાળુ માણસ છે તેણે શિવપ્રસાદભાઇને મારી વાત કરેલી તેથી શિવ-પ્રસાદભાઇએ મદદ કરી હતી.

મને ખબર હતી કે કનકપ્રસાદે ઘણાં દુઃખી માણસોને શિવપ્રસાદ પાસેથી મદદ અપાવી હતી તેથી રમાની આ વાતમાં અસત્ય જેવું મને કાંઇ ન લાગ્યું.

તમે શિવપ્રસાદભાઇને કોઇ વાર મળવા આવવા માટે પત્ર લખેલ હતો ? મેં પુછયું.

રમા વળી પાછી ગુસ્સે થઇ બોલી કેવો વિચિત્ર સવાલ ?

માફ કરજો પણ તે સવાલનો જવાબ તમારે આપવો જ પડશે.

મેં કદી તેવો પત્ર નથી લખ્યો તેની હું ખાત્રી આપું છું.

શિવપ્રસાદભાઇનું મૃત્યુ થયું તેજ દિવસે તમે રાત્રે દસ વાગે ગામના નાકાની પાસે મળવાની વિનંતિ પત્રદ્વારા નહોતી કરી ? તે રાત્રે દસ વાગેજ તેનું મૃત્યુ થયું.

તેના વદન પરથી ગુસ્સો ઉડી ગયો અને તે ફીકી પડી ગઇ. તેણે જવાબમાં ફક્ત ડોકું ધુણાવીને ના પાડી

મને લાગે છે કે તમે ભુલી ગયાં છો, તમોને યાદ દેવડાવવા તેનો એક પારિગ્રાફ તમોને કહી સંભળાવું છું.

'મહેરબાની કરીને આ પત્ર વાંચીને ફાડી નાખજો અને ગામના નાકા પાસે રાત્રે દસ વાગે આવજો.'

આ સાંભળીને રમાને મુર્છા આવી ગઇ હોય તેમ લાગ્યું. થોડીવાર પછી તે બોલી આ ઉપરથી મને ખાત્રી થાય છે કે દુનિયામાં કોઇ સારો માણુસ છે જ નહિ. હું શિવપ્રસાદને સારા માણુસ ધારતી પરંતુ હવે મને એમ લાગે છે કે મેં તેમ ધારવામાં ભુલ કરી હતી.

શિવપ્રસાદભાઇને તમે અન્યાય કરો છો, તેણે તો કાગળ ફાડી નાખ્યો હતો, પરંતુ કોઇ કોઇ વાર ફાટેલ કાગળ પણ બહુ મહેનતે વાંચી શકાય છે ખરો, હવે તમે કબુલ કરો છો કે તે

કાગળ તમે લખ્યો હતો ?

હા. મેં લખ્યો હતો. મારે જુઠું શા માટે બોલવું જોઇએ. મારે સરમાવાની જરૂર નથી. મારે મદદ જોઇતી હતી તે માટે મેં તેને તે પત્ર લખ્યો હતો.

પણ એવા વિચિત્ર સમયે અને વિચિત્ર સ્થળે મળવાની માગણી શા માટે કરી હતી ?

કારણ કે મને તે દિવસેજ ખબર પડી કે તે મુંબઇ જતા રહેવાના છે, અને ત્યાં ઘણો વખત રોકવાના છે તેથીજ રાત્રે દસ વાગે મળવાનું લખ્યું હતું.

પરંતુ તમારે ઘેર મળવાનું નક્કી નહિ કરતાં ગામના નાકા પાસે મળવાનું શા માટે લખ્યું ?

એક સ્ત્રી અને એક વિધુર ઘરમાં રાત્રે દસ વાગે મળે એ યોગ્ય ગણાય ? દુનિયા શું ધારે ?

ત્યારે તમે ગામના નાકા પાસે તેને મળવા ગયા પછી શું થયું ? તેનું મૃત્યુ પણ તે વખતે અને તે જગ્યાએજ થયું તેથી તેનું મૃત્યુ કેવી રીતે થયું તેની તો તમને ખબર હોવીજ જોઇએ.

હું ત્યાં ગઇજ ન હતી.

જુઠું ?

નહિ હું સોગન ખાઉં છું કે હું ત્યાં ગઇ ન હતી, હું ત્યાં કદી ગઇ નથી, અમુક કારણને લીધે હું ત્યાં ન જઇ શકી.

આ શબ્દો બોલતી વખતે તે બહુજ કાંપતી હતી.

શા માટે તમે ત્યાં જવાનું માંડી વાળ્યું ?

તે બહુજ ખાનગી વાત છે તેથી તે હું તમને નહિ કહી શકું.

તમે કબુલ કરો છો કે રાત્રે દશ વાગે શિવપ્રસાદભાઇને મળવાનું નકકી કર્યું હતું. તેજ જગ્યાએ અને તેજ વખતે તેનું આશ્ચર્યજનક મૃત્યું થયું. પરંતુ તમારૂં એમ કહેવું છે કે તમે ત્યાં ગયાં ન હતાં.

હા તેમજ.

મેં તેને ઘણા આડા અવળા સવાલો પુછ્યા પરંતુ તેનું કાંઇ આશાજનક ફળ ન આવ્યું છેવટે હું ઉભો થયો અને કહ્યું રમાબાઇ! તમે મારી પાસે વાત છુપાવો છો, પરંતુ તમોને ખબર નથી કે તેમ કરવાથી તમે ગંભીર મુશ્કેલીમાં આવી પડશો હું પોલીસને બોલાવીને તમોને કેદ કરીશ ત્યારેજ તમારી ભયંકર સ્થિતિનું તમોને ભાન થશે જો તમે સાવ નિર્દોષ હો તો પહેલાં તમે શિવપ્રસાદભાઇને પત્ર લખ્યાની વાત ના કબુલ કેમ કરતાં હતાં?

કારણ કે મને બીક લાગી હતી કે તમે તેનો ઉંધો અર્થ લઇ બેસશો અને તેથી મારી નિંદા થશે, તમોને મારાં ચારિત્ર્ય ઉપર શક આવશે એવો મને ભય લાગ્યો હતો.

તમે શિવપ્રસાદને પત્ર ફાડી નાખવાનો આગ્રહ શા માટે કર્યો હતો?

તમે તે પત્ર આખો વાંચેલ હોવો જોઇએ અને તેથી તે વાતની તમને ખબર હોવીજ જોઇએ.

મેં એ આખો પત્ર વાંચેલ નથી.

તમે તેમાંથી એક પેરેગ્રાફ તો બોલી ગયા.

મેં ફક્ત તેટલોજ ભાગ વાંચેલ, બાકીનો ભાગ તો ખોવાઇ ગયો હતો તેથી તેના અક્ષર ઉકલી શક્યા નહિ તે માટેજ હું તમોને પુછું છું કે તેના મૃત્યુને દિવસે તમે લખેલ પત્ર ફાડી નાખવા શા માટે આગ્રહ કર્યો હતો ?

તે વાત ખાનગી છે.

તમે ના પાડશો તો મારે પોલીસની મદદ લેવી પડશે, પરિણામે તમારી ફજેતી થશે.

ઠીક ત્યારે હું તમને તે વાત કહું છું તમે મારો દુઃખદ ઇતિહાસ તો સાંભળ્યો હશે.

હા.

મારા દુષ્ટ પતિએ કાંઇ પણ ગુન્હા વિના મને કાઢી મુકી કાયદો તેના પક્ષમાં છે, મારે અને મારા પતિને જરા પણ બનતું નથી, હું કોર્ટમાં ફરિયાદ કરૂં તો કોર્ટ અમને બન્નેને સાથે રહેવાનો હુકમ કરે, મને ખાત્રી છે કે હું તે પતિ સાથે સુખી થઇ શકીશ નહિ, મને મારા એક બે ઓળખીતાઓએ સલાહ આપી કે જો હું પતિ સાથે છુટાછેડા કરૂં તો પછી મારે કાંઇ વાંધો આવે નહિ, મારે પુનઃ લગ્ન કરવું હોય તો તે પણ કરી શકું કારણ કે અમારી જ્ઞાતિમાં તે રિવાજ પગ પેસારો કરતો જાય છે તેથી મને લાગ્યું કે આ બાબતમાં શિવપ્રસાદભાઇ તન અને ધનની મદદ કરી શકશે; મેં વિચાર કર્યો કે આ વાત શિવપ્રસાદભાઇને મોઢેજ કહીશ તો તેને મારી ખરી સ્થિતિનો ખ્યાલ આવશે અને મને જોઇતી મદદ પુરી પાડશે.

ત્યારે તમે તેને શા માટે મળવા ન ગયાં ?

મને એક બીજે ઠેકાણેથી મદદ મળી ગઈ.

ત્યારે તમે આ બાબત વિષે શિવપ્રસાદભાઈને પત્ર કેમ ન લખ્યો ?

જો બીજે દિવસે તેના મૃત્યુના સમાચાર મેં ન સાંભળ્યા હોત તો હું તેને જરૂર પત્ર લખત.

રમાની આ વાત સાચી કે ખોટી તેની ખાત્રી કરવાનું મારી પાસે કાંઈ સાધન ન હતું. પોતે તે રાત્રે શિવપ્રસાદને ત્યાં મળવા નહોતી ગઈ ને વાત મને સાચી લાગી, કારણ કે જો તે ત્યાં ગઈ હોય તો તેનું પણ મૃત્યુ શિવપ્રસાદની પેઠે કદાચ થયું હોત, શિવપ્રસાદનું ખુન તેના પોતાનાજ કારસ્થાનને લઈને હોય તો તે પકડાઈ જાય, કેમકે રાત્રે મુંબઈ ગઈ હોય અને સવારે બોરીવલીમાં આવે તે વાત છુપી ન રહી શકે. રાત્રે બાર વાગ્યા પછી તો પોલીસજ તેને બોરીવલી પાછી આવતી અટકાવે અને કારસ્થાન ખુલ્લું થઈ જાય એટલે કે તેની વાતમાં બધું સત્ય નહિ તો સત્યનો અંશ તો હતોજ, પણ મારી આટલી મહેનતનું કાંઈ આશાજનક-ભેદ ખુલી જાય તેવું પરિણામ ન આવ્યું તે જાણી મને બહુજ લાગી આવ્યું હું તેની પાસેથી ઉઠીને ઘરની બહાર નીકળ્યો, વિચાર આવવા માંડયા જો તે નિર્દોષ હોય તો તેનું વદન ફીકું કેમ પડી જાય તેના શરીરમાં ધ્રુજારો શા માટે આવે ! મને લાગ્યું કે તેને હજુ બીજી વાતોની ખબર હોવી જોઈએ પણ મને તેણે તે બધી ન કહી. હવે મેં પેલી ટેકરી ઉપર જવાનો વિચાર કર્યો અને તેથી હું ઝડપથી તે તરફ ચાલવા માંડયો.



# પ્રકરણ ૨૩ મું

## કાન્તિલાલ

પેલો અજાણ્યો પુરૂષ ટેકરી ઉપર કોઇ ઝુંપડીમાં રહે છે. તેટલી મને બાતમી મળી હતી. હવે મેં વિચાર કર્યો કે જે જગ્યાએ મેં તે રાત્રે તેને જોયો હતો તે જગ્યાની આસપાસજ તેનું ઝુંપડું હોવું જોઇએ તેથી તે તરફ હું ઝપાટાબંધ ચાલ્યો. હજુ બોરીવલીની હદ બહાર ગયો નહોતો ત્યાં મને પેલો ગાંડો કાન્તિલાલ મળ્યો.

કેમ કનૈયાલાલભાઇ! આજ તો તમે અમારૂં ગામ પાવન કર્યું?

વખત કાઢવાના હેતુથી આજ તો આ તરફ ફરવા નીકળ્યો આ ગામ અમારાં મંકુર કરતાં તો સારૂં છે મંકુર તો સાવ નિર્જન.

હા એમ છે તો ખરૂં, પરંતુ તમે ગામમાં આવ્યા અને મારૂં આંગણું પવિત્ર કરવાનો વિચાર પણ ન કર્યો?

મારો વિચાર તેને ત્યાં જવાનો કે વાતો કરવાનો જરા પણ ન હતો, કારણ કે મારે બને તેટલી ઝડપથી પેલી ટેકરી તરફ જવું હતું પરંતુ મારે આગ્રહને વશ થવું પડયું.

તે પોતાનાજ પરાક્રમની ગાંડી ગાંડી વાતો કરતો હતો તેથી હું કંટાળ્યો અને તેની પાસેથી ચાલ્યા જવાનો વિચાર કર્યો તે સિવાય મને તેના ઉપર તેની પોતાની પુત્રી તરફની ક્રુર વર્તણુંકને લીધે તિરસ્કાર પણ આવ્યો હતો તેવામાં તેણે પોતાની વાત ફેરવી અને કહ્યું કાં પેલા ખુનીનો કાંઇ પત્તો મળ્યો ?

ત્યારે શું તમોને તેનો પત્તો મળ્યો ?

તે કયાં છે તેની બરાબર ખબર તો મને નથી પડી પરંતુ તેને પકડવા માટે પોલીસ મારી મદદ લે તો હું નકકી તે ખુનીને શોધી આપું. ચોર પકડવાની એક યુક્તિ છે આપણે પહેલાં તો તે ખોરાક કયાંથી મેળવે છે તેનો પત્તો મેળવીએ તો પછી ચોરને શોધી કાઢવામાં મુશ્કેલી ન પડે.

તે ખોરાક કયાંથી મેળવે છે તે તમે જાણો છો ?

હા, કારણ કે એક માણુસ હંમેશાં તેને ખોરાક આપવા જાય છે તે મારા ધ્યાનમાં છે.

મને બીક લાગી કે આ માણુસ લક્ષ્મણને દેખી ગયો હોય તેથી જો ચોર પકડાય તો લક્ષ્મણ પણ મુશ્કેલીમાં આવી પડે, પણ તરતજ મારો તે ભય હવામાં ઉડી ગયો કારણ કે તેણે કહ્યું કે તમોને જાણીને આશ્ચર્ય થશે કે તેને માટે ખોરાક એક ૧૪-૧૫ વરસનો છોકરો આપી આવે છે. તે હમેશાં એક રસ્તેથી સાંજે ચાર વાગે જાય છે. તો તે ખોરાક પેલા મુળ ખુની સિવાય બીજા કોને માટે હોય ? હું ટેલીસ્કોપની મદદથી આ બધું જોઉં છું.

હું આ વાત સાંભળી બહુજ ખુશી થયો મને લાગ્યું કે

કાન્તિલાલ પાસે આટલી વાર બેસવાથી મને ઘણોજ લાભ મળ્યો છે. મને લક્ષ્મણે કહેલ કે બીજા માણસ માટે એક છોકરો બોરીવલીમાંથી ખોરાક લાવે છે મારે આ માણસનુંજ કામ હતું કાન્તિલાલે જે છોકરો ટેલીસ્કોપથી જોયો હશે તે છોકરો પેલા અજાણ્યા માણસ (કે જેને શોધવા હું આટલા પ્રયત્નો કરતો હતો) તેનોજ હોવો જોઇએ, મારી ઉત્સુકતા ન દેખાઇ જાય તે માટે હું ખોટી શંકાઓ બતાવવા મંડયો.

પરંતુ તે છોકરો કોઇ ભરવાડનો હોય અને જંગલ તરફ પોતાના બાપને તે ખોરાક આપવા જતો હોય તે પણ સંભવિત છે.

આ સાંભળી કાન્તિલાલ ગુસ્સે થયો હોય તેમ લાગ્યું અને બોલ્યો કે સાહેબ! તમે પેલી ટેકરી ઉપર કાંઇ ધ્યાન આપ્યું? તે બહુજ કઠણ પથ્થરવાળી જમીન છે, જમીન જરા ફળદ્રુપ નથી, ત્યાં ખેડુત કે ભરવાડને શું મુંડ છોલાવવી હોય? ત્યાં કોઇની વાડી હોય તે અસંભવિત છે તેમજ ઢોર ચરાવવા ભરવાડ જાય તે પણ બનવા જોગ નથી.

હું આ ભાગ વિષે તદન અજાણ્યો છું અને કાંઇ જાણ્યા વીના ખોટી શંકા કરી તે માટે માફી માગું છું.

આથી કાન્તિલાલ ખુશી થયો અને ફુલાઇ જઇને વધુ વાતો કરવા મંડયો કે મેં બરોબર વિચાર કરીનેજ અભિપ્રાય આપ્યા છે, મેં તે છોકરાને ઘણીવાર હાથમાં કાંઇ પડીકાં લઇને જતાં જોયો છે, દરરોજ એક વખત તો તે જાય છે અને કોઇ દિવસ

બે વાર પણ જાય છે, જરા ઉભા રહો મારા ધારવા પ્રમાણે તે ટેકરી તરફના રસ્તા ઉપર કોઇક ચાલતું હોય તેમ લાગે છે ચાલો આપણે અગાસી ઉપર જઇને ટેલીસ્કોપથી જોઇએ.

અમે અગાસી ઉપર ચડયા ત્યાં કેમેરેના આકારનું ટેલીસ્કોપ પડયું હતું. કાન્તિલાલ તેમાં એક આંખ રાખીને જોવા મંડયો ને એકદમ આનંદથી બોલી ઉઠયો કનૈયાલાલ! જુઓ આ ટેલીસ્કોપમાંથી.

મને જોતાં માલુમ પડયું કે એક નાનો છોકરો હાથમાં કાંઇક ઉપાડીને જતો હતો, તે ટેકરી ઉપર ચડયો આસપાસ પોતાને કોઇ દેખતું તો નથી ને તે નક્કી કરવા ચારે તરફ આંખ ફેરવી અને અમારી નજરમાંથી અદ્રશ્ય થઇ ગયો.

કેમ મારૂં ધારવું ખરૂં છે કે ખોટું ?

હા બરાબર છોકરો કાંઇ ગુપ્ત કામ માટે જાય છે ખરો.

તે ગુપ્ત કામ શું હશે તે ગમે તેવો માણસ ધારી શકે, પરંતુ મને પોલીસ ઉપર બહુજ ખીજ છે. તેઓએ મને એક બે વાર હેરાન કર્યો હતો તેનો હવે હું બદલો લઇશ. હું કોઈ પણ પોલીસને આ વાત નહિજ કરૂં.

હા તેમાં કાંઇ ખોટું નથી, હવે હું રજા લઇશ.

કેમ બસ બહુ જરૂરી કામ છે ?

હા એમ કહીને હું ઉઠયો. તેની નજર ચુકાવીને મેં ટેકરી તરફનો રસ્તો લીધો.

---

# પ્રકરણ ૨૪ મું

## પત્તો લાગ્યો

હું ચાલતો ચાલતો ટેકરી પાસે આવી પહોંચ્યો, સુર્ય અસ્ત થવાથી તૈયારીમાં હતો, કુદરતે રંગબેરંગી દેખાવો આકાશમાં રજુ કર્યા હતા. બધું સાવ શાન્ત અને ભયાનક હતું કોઇ પક્ષીનો અવાજ પણ સંભળાતો ન હતો, આ દેખાવ જોઇને પહેલાં તો મારૂં હૃદય ધડકવા મંડયું મેં તરત જ ખીસ્સામાંથી પીસ્તોલ કાઢી (હું અને પ્રભુલાલ હમેશાં પાટલુનના ગજવામાં પીસ્તોલ રાખીએ છીએ) અને તેનો ઘોડો ચડાવીને હાથમાં લઇને ટેકરી ઉપર ચડવા મંડયો, ટેકરી ઉપર ચડયો. તો ત્યાં બધું ઉજ્જડ હતું, પેલો છોકરો તો કયાંય દેખાતો ન હતો. ત્યાં જરા છેટે એક ઝુપડું દેખાણું આ જોતાંજ મારા હૃદયમાં આનંદસાગર ઉછળવા મંડયો, મને ખાત્રી થઇ કે આ ઝુંપડી પેલા અજાણ્યા કાવતરાબાજ માણસનીજ હોવી જોઇએ, હું ધીમે ધીમે તે ઝુંપડી પાસે ગયો બહારથી જોતાંજ મને ખાત્રી થઇ કે આમાં મનુષ્યનો વસવાટ હોવો જોઇએ. મારૂં હૃદય ધબકવા માંડયું, સીગારેટ નીચે નાખી દીધી પીસ્તોલ હાથમાં બરાબર પકડી મેં વિચાર કર્યો કે તે માણસ કાં તો ઝુંપડીમાં સંતાઇને બેઠો હશે અને કાં તો જંગલ તરફ ફરવા ગયો હશે. મારી ઉપર હલ્લો થાય તે પહેલાંજ મેં તેની સામે ટકકર ઝીલવાની તૈયારી કરી રાખી હું

ધડકતે હૃદયે અંદર દાખલ થયો અને જોતાં માલુમ પડયું કે ત્યાં કોઇ ન હતું.

પરંતુ તે માણસ તો અહીંજ રહે છે તેની મને ખાત્રી થઇ, બીછાનાનો એક વીંટો પડયો હતો, સાદડી હતી, પાણીનું એક માટલું હતું, રાત્રે ટાઢથી રક્ષણ કરવા તેણે લાકડાં સળગાવીને તાપ કર્યો હશે તેની રાખ પડી હતી, કાગળથી વીંટાળેલ એક પડીકું કે જે અમે ટેલીસ્કોપ મારફત જોયું હતું, તે ખોલતાં તેમાંથી ગાંઠીઆ અને બીજી મીઠાઇ નીકળી તેવામાં એક લખેલ કાગળ ઉપર મારી નજર ગઇ તે મેં લઇ લીધો અને ઘણાજ આશ્ચર્ય વચ્ચે નીચેનું વાક્ય માલુમ પડયું.

કનૈયાલાલ ! આજ બોરીવલીમાં છે.

હું પાંચ મીનીટ આશ્ચર્યમાંજ ઉભો રહ્યો મને ખાત્રી થઇ કે આ માણસ આનંદરાય સામે નહિ પરંતુ મારી સામે કાંઇ કાવતરૂં કરે છે. તે માણસ મારી હીલચાલ ઉપર બરાબર ધ્યાન આપતો હોય તેમ લાગે છે અને ઘણું કરીને તે છોકરોજ મારી હિલચાલ જોઇને તેનો રિપોર્ટ આ માણસને કરતો હશે મેં ધાર્યું કે આ પ્રમાણે મારી હિલાચાલ વિષે બીજા રીપોર્ટ પણ હશે મેં તેવા કાગળ શોધવાનો પ્રયત્ન કર્યો પરંતુ એક પણ કાગળ મળ્યો નહિ. આવી ભયાનક જગ્યામાં રહેવાનો ઉદેશ પણ ભયાનકજ હોવો જોઇએ. મેં તેનું શું બગાડયું હશે કે મારી વિરૂદ્ધ તે કાવતરાં કરે ? અહીં રહેલો માણસ પેલો મુંબઇવાળો દાઢીવાળો પુરૂષ તો નહિ હોયને ? હવે તો જીવને જોખમે પણ તે માણસને પકડવાનો મે નિશ્ચય કર્યો

અને તેથી તે ઝુંપડીમાં હલ્લાની સામે ટક્કર મારવાની તૈયારી કરીને હું બેઠો.

આ વખતે એક મીનીટ એક કલાક જેટલી લાગતી હતી, કેમે કરીને વખત ખુટતો ન હતો, મારા હૃદયના ધબકારા પણ શાન્ત નહોતા થયા. સાથે બીજા પણ વિચારો આવતા ગયા, જો આ ઝુંપડીમાં રહેતો માણુસ શિવપ્રસાદભાઇનો ખૂની હોય અને અત્યારે હું તેને પકડી શકું તો કેવું સારૂં ? મારી કીર્તિ કેવી વધે ? પ્રભુલાલ પણ મારા ઉપર બહુજ ખુશી થાય અને મને શાબાશી આપે; પણ તેટલામાં મેં કોઇ માણુસનાં પગલાં સાંભળ્યાં, હું આવેશમાં આવી ગયો, પીસ્તોલ બરાબર તૈયાર રાખી; પગલાં પાસે સંભળાવવા લાગ્યાં, તેમ તેમ મારૂં હૃદય પણ ત્વરાથી ધડકવા લાગ્યું, હું પરસેવે રેબઝેબ થઇ ગયો; તેવામાં ઝુંપડીમાં કોઇ માણુસનો પડછાયો પડયો અને નીચેના શબ્દો સંભળાયા.

કનૈયાલાલ ! અંદર ગરમી થાશે, માટે બહાર પવનમાં આવીને બેસોને !

અવાજ પરિચિત હોય તેમ લાગ્યું.



# પ્રકરણ ૨૫ મું.

## ભગિની કે પત્ની ?

હું થોડીવાર સુધી તો વિચારમાં બેસી રહ્યો, આ માણસ કોણ હશે ? અવાજ પરિચિત લાગ્યો, મને તરતજ યાદ આવ્યું કે આ અવાજ તો મારા પ્રિય મિત્રનો હતો, મેં ઝુંપડીનાં બારણાં પાસે આવીને કહ્યું કોણ પ્રભુલાલ ?

હા હા બહાર આવો, પીસ્તોલ તૈયાર રાખજો હો.

બારણામાંથી ડોકીયું કાઢતાં માલુમ પડ્યું કે પ્રભુલાલ જરા છેટે એક પથ્થર ઉપર બેઠા બેઠા હસતા હતા, તેનાં કપડાં મેલાં હતાં, મને તો બહુ આશ્ચર્ય થયું, પ્રભુલાલ અહીં ક્યાંથી ? અહો ! પ્રભુલાલ તમને અહીં જોઇને મને બહુજ આનંદ થયો.

આનંદ કરતાં આશ્ચર્ય વધારે થયું હશે કેમ ?

હા મેં હસતાં હસતાં જવાબ આપ્યો.

મારી પણ તમારા જેવી સ્થિતિ થઇ, મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે તમે મારૂં ઝુંપડું શોધી કાઢ્યું હશે. હું ઝુંપડી પાસે આવ્યો ત્યારેજ મને તેની ખબર પડી.

મારાં પગલાં ઉપરથી ખબર પડી હશે ?

નહિ મેં પગલાં તરફ ધ્યાન આપવાની તસ્દી પણ લીધી નથી હવેથી જો તમારે મને છેતરવો હોય તો તમારે સીગારેટ

સીઝરને બદલે બીજી કોઇ લેવી. તમે સીગારેટ ઝુંપડી પાસે નાખીને અંદર ગયા હતા તેથી સીગારેટ ઉપરથી મેં તમોને ઓળખી કાઢયા.

તે બનવા જોગ છે.

મેં આંહી આવવાનું તમારૂં કારણ જાણી લીધું, મને ખાત્રી થઇ કે તમે તે ઝુંપડીના માલેકની રાહ જોતા એક ખુણામાં પીસ્તોલ તૈયાર રાખીને બેઠા હશો. તમે મને ચોર કે ખુની ધારી લીધો હતો ?

આ ઝુંપડીનો માલેક કોણ છે તે ખબર ન હતી, અને તેથી તપાસ કરવા અહીં આવ્યો હતો.

પરંતુ તમે ઝુંપડી શોધી કેવી રીતે કાઢી ?

મેં તમારા નોકરને ટેલીસ્કોપથી જોયો અને તે રસ્તે હું અહીં આવ્યો.

મને લાગે છે કે પેલા ગાંડા કાન્તિલાલને ત્યાંથી તમને બધી ખબર પડી છે તે ભાઇસાહેબ મને પાસેના ગામથી નાસી આવેલ મુળુ ખુની ધારે છે. તે ઉભા થયા અને ઝુંપડીમાં ડોકીયું કર્યું. હું મગન નાસ્તો મુકી ગયો છે તમે તે તપાસી લીધું ? અને આ કાગળ શેનો ? ઠીક ત્યારે તમે બોરીવલી જઇ આવ્યા ?

હા.

રમાને ત્યાં ? તમે પણ ઠીક કામ કરો છો હો !

તમે અહીં આવ્યા તે જાણી હું બહુજ ખુશી થયો છું; કારણ કે ઉપરા ઉપરી એવા બનાવ બનતા જાય છે કે જેમાં મારૂં

મગજ કાંઇ કામ કરી શકતું નથી. પરંતુ હું તો ધારતો હતો કે તમે મુંબઇમાં બીજા કેસમાં મન પરોવી બેઠા હશો.

તે તો હું જુઠું બોલ્યો હતો.

ત્યારે એમ સિદ્ધ થાય છે કે તમે મારી પાસે સઘળું કામ કરાવો છો અને વિશ્વાસ નથી રાખી શકતા તમારૂં એમ ધારવું છે કે હું તમારા વિશ્વાસને લાયક નથી.

મિત્ર! તમે તો મને આ કેસમાં તેમજ બીજા ઘણા કેસમાં અમુલ્ય મદદ કરી છે તે હું કેમ ભુલી જાઉં? અને હું તમારા તરફ છળકપટથી વર્તું છું એમ તમને લાગ્યું હોય તો હું તમારી ક્ષમા માગું છું ખરી રીતે તો હું તમારા લાભ ખાતરજ આવી રીતે વરત્યો છું, તમને અહીં મોકલતાં બહુજ ભય છે એમ મને લાગવાથી અને તમારા ઉપર કાંઇ ભય આવી પડે તો તેમાંથી તમને બચાવવા માટેજ હું અહીં આવ્યો છું, જો હું તમારી સાથે જ મંકુર આવ્યો હોત તો કાંઇ લાભ ન થાત. જેટલા તમોને ખબર મળ્યા તેટલાજ મને મળ્યા હોત. ઉલટું કાવતરાખોરો મારાથી ચેતીને ચાલત જેટલી બાતતીઓ મને અહીં બેઠાં મળી છે તેટલી બાતમીઓ આનંદરાયભાઇને ગેર ન મળત.

પરંતુ તમે મારાથી આ વાત કેમ ખાનગી રાખી?

કારણ કે તમોને હું અહીં છું તેમ ખબર પડી હોત તો તેમાં મને કે તમને કાંઇ લાભ ન જ થાત, પરંતુ નુકશાન થાત. તે એકે માણસોને ખબર પડી જાત કે હું અહીંઆં બેઠો છું, તમે મારી પાસે કાંઇ વાત કરવા, સલાહ લેવા કે કાંઇ બાતમી આપવા અવારનવાર આવત તેથી લોકોને શક પડત હું અહીં મારી સાથે

પેલા મગનને લાવ્યો છું તમને યાદ હશે તેને મેં દરેક લોજમાં નવજીવનનું પાનું ગોતવા મોકલ્યો હતો છોકરો બહુજ ચાલાક છે, મારે માટે નાસ્તો બોરીવલીમાંથી લાવે છે, આપણને બીજું શું જોઇએ ! ગામની કાંઇ ઉપયોગી ખબર પણ લાવે છે.

પરંતુ મારા બધા લાંબા લાંબા રીપોર્ટ મેં તમોને મુંબઇ મોકલ્યા છે તે બધી મહેનત નકામી ગઇ.

પ્રભુલાલે પોતાના ખીસામાંથી કાગળનો થોકડો કાઢી મને બતાવીને કહ્યું કે આ તમારા રિપોર્ટ, મેં પોસ્ટ ઓફીસ સાથે એવી ગોઠવણ કરી છે કે જેથી મને તમારા અને બીજાઓના બધા કાગળ બોરીવલીમાં મગન મારફત મળે છે. આ વિચિત્ર કેસમાં તમે જે ઉત્સાહ, જે મહેનત અને જે હુશિઆરી બતાવી છે તેને માટે હું તમારો આભારી છું.

પ્રભુલાલ મારી સાથે છેતરપીંડી કરીને અહીં આવીને બેઠા હતા તેથી તેના તરફ મને બહુજ ક્રોધ ચડયો હતો પણ તેણે મારાં વખાણ કરવાથી મારો બધો ક્રોધ હવામાં ઉડી ગયો ને મને પણ પ્રભુલાલ અહીં છાનામાના આવ્યા તેજ ઠીક થયું એમ લાગ્યું.

હવે મિસીસ રમા મહેતા સાથેની તમારી મુલાકાતનુ પરિણામ શું આવ્યું તે તો કહો ? તમે તેનેજ મળવા ગયા હશો એમ અનુમાન કરવું કાંઇ અઘરી વાત નથી, કારણ કે હું જાણું છું કે બોરીવલીમાં એ એકજ એવી વ્યક્તિ છે કે જેની પાસેથી આપણે કાંઇ પણ ખબર મેળવી શકીએ, જો તમે આજ ત્યાં ન ગયા હોત તો આવતી કાલે હું ત્યાં જવાનો હતો.

સુર્ય સાવ આથમી ગયો હતો અને બધે અંધારૂં થવા માંડયું હતું. ટાઢ પણ પડવા મંડી હતી તેથી અમે તાપ કર્યો અને પછી મેં રમા સાથે થયેલ બધી વાતચીત કહી સંભળાવી, પેલા કાગળની વાત પણ કહી.

હવે કાંઇ વાંધો નહિ જે વાત જાણવાની આપણુને જરૂર હતી તે વાત આપણુને મળી ગઇ છે તમોને ખબર તો હશે કે રમા અને કનકપ્રસાદ વચ્ચે ઘણોજ ધાડો સંબંધ છે.

તેઓ વચ્ચે સાધારણુ ઓળખાણુ છે ધાટો સંબંધ છે કે નહિ તેની મને ખબર નથી, મેં કહ્યું.

તેને માટે તો કાંઇ શંકાજ નથી તેઓ અવારનવાર મળે છે, એક બીજા વચ્ચે પત્ર વ્યવહાર પણુ ધમધોકાર ચાલે છે આથી કરીને આપણાં કામમાં રમા તો હથિયાર રૂપ થઇ પડશે તમને કનકપ્રસાદની પત્ની વિષે.........

પત્ની ?

હા તમોને મળેલ બધી ખબર તમે મને પુરી પાડી છે. હવે હું તમોને થોડીક બાતમી આપું છું કાન્તા કનકપ્રસાદની ભગિની નહિ પરંતુ પત્ની છે.

અરે ! તે સંભવિત નથી, તમોને શું તેની ખાત્રી છે ? જો તેમ હોય તો કનકપ્રસાદ તેનાં લગ્ન આનંદરાય સાથે ત્રણુ માસ પછી કરવાનું શા માટે વચન આપે ?

તેમ કરવાથી કનકપ્રસાદને કાંઇ નુકસાન થાય તેમ નથી નુકશાન થાય તો આનંદરાયનેજ થાય. પોતાનું પોકળ ખુલ્લું ન

પડે તે માટે તેણે આનંદરાયને કાન્તા સાથે કંઇ પણ વાત કરવાની મના કરી છે, મને ખાત્રી છે કે કાન્તા કનકપ્રસાદની પત્ની છે.

પરંતુ ત્યારે તેની સાથે બ્હેનની માફક વર્તવામાં કનકપ્રસાદનો શું હેતુ સમાયેલ હશે?

કારણ કે જો તેને કુંવારી કન્યા તરીકે જાહેર કરે તો પોતાના કારસ્થાનોમાં સહેલાઇ પડે.

હવે મને કનકપ્રસાદ ઉપર બહુ તિરસ્કાર આવ્યો મેં કહ્યું. ત્યારે મને લાગે છે. કે તેજ આપણો દુશ્મન છે. મુંબઇનો પેલો દાઢીવાળો પુરૂષ પણ તેજ હોવો જોઇએ.

હા. મારૂં પણ એમજ ધારવું છે.

અને પેલો ચેતવણીનો વિચિત્ર પત્ર તો કાન્તાએજ મોકલ્યો હોવો જોઇએ, મેં પુછ્યું.

હા બરાબર.

પરંતુ તમોને પુરી ખાત્રી છે કે કાન્તા કનકપ્રસાદની પત્ની છે? તમોને કયાંથી ખબર પડી તે કહો જોઇએ.

તે પોકળ તો તેની પોતાનીજ એક ભુલથી ખુલ્લું પડી ગયું. તમારી સાથે ગપાટા મારતાં મારતાં તેણે ભુલમાં એક વાત સાચી કહી દીધી, તેણે તમોને કહેલ કે હું વિલ્સન કોલેજમાં પ્રોફેસર હતો. મેં વિલ્સન કોલેજમાં તપાસ કરી. ત્યાં મારા એક મિત્ર પ્રોફેસર છે તેની પાસે મેં કનકપ્રસાદના શરીર અને સ્વભાવનું

વર્ણન કરીને પુછ્યું કે આવો કોઇ માણુસ તમારી કોલેજમાં નોકરી કરી ગયો છે?

તેણે જવાબ આપ્યો હા. તે સાયન્સનો પ્રોફેસર હતો અને મારે તેની સાથે મિત્રતા જેવો સંબંધ હતો તેનું ચારિત્ર્ય શકદાર હોવાથી તેને કોલેજમાંથી કાઢી મુકયો હતો તેનો અને તેની સ્ત્રીનો ફોટો મારે ત્યાં છે, પરંતુ તેનું નામ કનકપ્રસાદ નહિ પણ મનહરલાલ હતું તેણે મને મનહરલાલ અને તેની સ્ત્રીનો ફોટો બતાવ્યો તેઓના ચહેરા કનકપ્રસાદ અને કાન્તા જેવા આબેહુબ હતા આ ઉપરથી મને ખાત્રી થઇ કે કનકપ્રસાદનોજ કાવતરામાં હાથ છે, નહિ તો તે પોતાનું નામ ફેરવીને પત્નીને બ્હેન ઓળખાવીને અહીં શા માટે રહે?

જો કનકપ્રસાદ પરણેલો હોય, વિધુર ન હોય તો તેને રમા સાથે સંબંધ રાખવાનું પ્રયોજન શું? મેં શંકા કરી.

આ શંકા ઉપર તો તમારી શોધખોળે અજવાળુ પાડયું છે; તમારી રમા સાથેની મુલાકાતે આ શંકા કાઢી નાખી છે. રમાએ પોતાના પતિ સાથે છુટા છેડા કરવાની તૈયારી કરી છે તેની મને આજ સુધી ખબર ન હતી આ ઉપરથી અનુમાન થાય છે કે કનકપ્રસાદે તેની સાથે પુનઃલગ્ન કરવાનું વચન આપીને તેને પોતાના કાવતરામાં હથિઆર બનાવ્યું હોય.

ત્યારે કનકપ્રસાદ રમા સાથે લુચ્ચાઇથી વરત્યો?

અને તેથીજ રમા હવે આપણું હથિયાર બનશે, સૌથી પહેલાં આપણે બંને જણા આવતી કાલે બોરીવલી રમાને મળવા જઇશું, પણ કનૈયાલાલ! તમને એમ નથી લાગતું કે આજ તમે

તમારી ફરજ ચુકયા છો ? તમારી મુખ્ય ફરજ આનંદરાયથી એક ઘડી પણ વિખુટાં ન પડવાની છે અત્યારે રાત્રિ થઇ ગઇ છે અને તમે તો હજુ અહીં બેઠા છો.

રાત્રીનું અંધારૂં થઇ ગયું હતું. આકાશમાં થોડાક તારા પણ ઉગી ગયા હતા, તેથી હું જવા માટે ઉભો થયો અને જતાં જતાં પ્રભુલાલને પુછયું, હવે મારે તમને એકજ સવાલ પુછવો છે, મને લાગે છે કે તમને મારાથી કાંઇ વાત છૂપી રાખવાથી ફાયદો નથીજ તમારી શોધ ખોળનું પરિણામ શું લાગે છે? કનકપ્રસાદ શું કાવતરાં કરે છે ?

પ્રભુલાલે જવાબ આપ્યો કાવતરૂં કાંઇ નાનું સુનું નથી, શિવપ્રસાદનું ખૂન થયું છે, ખુન બહુજ ખુબીથી, શરીરનાં રૂંવાડાં ઉભાં કરી નાખે તેવી રીતે થયું છે, અત્યારે મને તેની કાંઇ વિગતો નપુછો ખુનીની ઉપર હું મારી જાળ પાથરી રહ્યો છું અને આવતી કાલ સુધીમાં બરાબર પથરાઇ જશે, તે ખુની આનંદરાયભાઇની પાછળ પોતાની જાળ પાથરે છે પરંતુ તે પાથરી લે તે પહેલાં આપણે તેને આપણી જાળમાં ફસાવી દેશું, આવતી કાલે બે વાગ્યા સુધીમાં હું બધું તૈયાર કરી લઇશ, પરંતુ મને બીક છે કે તે વખત દરમ્યાન તે આનંદરાયનું ખુન કરે. તેથી હવે તમારે આનંદરાયભાઇથી બહુજ સંભાળ રાખવાની છે એક માતા પોતાના બાળકની જેટલી સંભાળથી રક્ષા કરે છે તેવીજ રીતે તમારે આનંદરાય સાથે વર્તવાનું છે, પણ અરે આ શું સંભળાય છે ?

એક ભયાનક પ્રાણીની કાન ફાડી નાખે તેવી ચીસ અમે સાંભળી, તે થોડીવાર સુધી રહી, મારી નસોમાંનું લોહી ઠંડુ થઇ ગયું.

# પ્રકરણ ૨૬ મું.



## ભુલભુલૈયાં

આ શું! હું બોલી ઉઠયો.

પ્રભુલાલ આ ચીસ સાંભળીને એકદમ ઉભા થઇ ગયા હતા અને તે પણ ચકિત થઇ ગયા હોય તેમ લાગ્યું.

ચીસ વધારે ને વધારે જોરથી સંભાળતી હતી. તે મેદાનમાંથી દુરથી આવતી હોય તેમ લાગ્યું.

અવાજ કયાંથી આવે છે? પ્રભુલાલે ધીમેથી પુછ્યું. તેના અવાજ ઉપરથી તે ભયભિત થઇ ગયા હોય તેમ લાગ્યું.

મને લાગે છે કે દુરથી આવે છે. મે અંધારામાં આંગળી ચીંધીને કહ્યું.

નહિ આટલામાંથી આવે છે.

વળી તે ચીસ સંભળાઇ અને તે બહુજ પાસેથી આવતી હોય તેમ લાગ્યું, તેની સાથે એક બીજી કરૂણાજનક ચીસ પણ સંભળાઇ અને બન્ને અવાજ મળી જઇ બધું શાન્ત થઇ ગયું.

પ્રભુલાલે રાડ પાડી, કનૈયાલાલ! શિકારી કુતરો. એકદમ

મારી સાથે ચાલો, ઇશ્વર કરે ને આપણે વખતસર પહોંચીએ.

તે તો ટેકરી ઉપરથી નીચે ઝપાટાબંધ દોડવા મંડયા તેટલામાં અમારી સામે જરા દુર પડેલ પથરાઓમાં એક ધીમી ચીસ સંભળાઇ અને બધું શાન્ત થઇ ગયું. અમે અટકયા અને અવાજ તરફ ધ્યાન આપ્યું પણ તરતજ શાન્ત થઇ ગયો.

પ્રભુલાલે ચીસ પાડી કહ્યું, તેણે આપણને હરાવ્યા, કનૈયાલાલ આપણે વખતસર ન પહોંચી શકયા.

નહિ નહિ તેવું કાંઇ બન્યું હોય તેમ લાગતું નથી.

હું જ ગધેડો છું કે મારી જાળ કાલને માટે મુલતવી રાખી. કનૈયાલાલ તમે આનંદરાયથી છુટા પડીને અહીં આવ્યા. તમે તમારી ફરજ ચુકયા, હવે જો જો તેનું પરિણામ! જો આનંદરાયને કાંઇ થયું હશે તો ખુની પણ જોશે કે ખુનનો બદલો ખુનથીજ લેવાશે.

અમે અંધારામાં દોડયા જતા હતા. રસ્તામાં પત્થર, કાંટા વીગેરેની કાંઇપણ દરકાર રાખીજ ન હતી, પેલી ચીસનો અવાજ સંભળાયો હતો તે દિશામાં અમે દોડતા હતા. પ્રભુલાલ દોડતા દોડતા આસપાસ નજર પણ ફેરવતા હતા.

કેમ કાંઇ દેખાય છે? પ્રભુલાલે પુછ્યું.

ના.

પણ આ ધીમો અવાજ શેનો?

એક બહુજ કરૂણાજનક ધીમી ચીસ સંભળાઇ અને બંધ થઇ ગઇ. અવાજ અમારી ડાબી બાજુએ હતો, ત્યાં બહુજ નીચો

ઢોળાવ હતો અને છેટેથી જોતાં ત્યાં કાંઇ પત્થર પડયો હોય તેમ લાગ્યું. અમે ત્યાં દોડયા તો માલુમ પડયું કે કોઇ માણસ જમીન ઉપર ઉંધો પડેલ હતો, તે એવી વિચિત્ર રીતે પડયો હતો કે થોડીવાર પછીજ મને ખબર પડી કે ચીસ તો આ માણસની હતી પ્રભુલાલે તે માણસનો હાથ તપાસ્યો અને પાછો મુકી દીધો. પ્રભુલાલના વદન ઉપર નિરાશા ફરી વળી હતી, તેણે દીવાસળી સળગાવી અને અમે બન્ને જણાએ ઘણાજ આશ્ચર્ય અને દીલગીરી વચ્ચે જોયું તો તે આનંદરાયભાઇનો મૃત દેહ હતો.

મુંબઇમાં આનંદરાયભાઇ જે કપડાં પહેરીને અમારી ઓફીસે પહેલેજ દિવસે આવ્યા હતા તેજ કપડાં તેણે અત્યારે પહેરેલ હતાં, અમે થોડીવારે તો સ્તબ્ધ રહ્યા, અમારા દેહમાંથી આત્મા ઉડી ગયો હોય તેમ લાગ્યું, પ્રભુલાલે એક ઉંડો નિશ્વાસ નાખ્યો.

હું બોલ્યો, બદમાશે ગજબ કરી, હું જે ફરજ ચુકયો છું તે માટે ઇશ્વર મને કદિ પણ માફી નહિ આપે, હું તેને છોડીને અહીં આવ્યો, અને પરિણામે આ દુઃખદાયક બનાવ બન્યો.

તમારા કરતાં મારો વાંક મોટો છે તમને તો ખબર નહોતી અને તમે આંહી રોકાણા પણ મને તો આ બનાવ બનશે તેની ખબર હતી, પરંતુ જાળ બરાબર પાથરવા માટે મેં આનંદરાયને ચેતવણી પણ ન આપી અને પરિણામે મારા સ્વાર્થની ખાતર મારા ગ્રાહકનો જીવ ખોયો, પરંતુ કનૈયાલાલ! આપણે આનંદરાયને અહીં રાત્રે એકલા ન આવવાની .ચેતવણી તો આપી હતી છતાં તે અહીં કેમ આવ્યા હશે? હું કાંઇ સમજી નથી શકતો.

આપણે ટેકરી ઉપર બેઠા બેઠા બે જાતની ચીસો સાંભળી હતી એક શિકારી કુતરાની અને બીજી આનંદરાયની આપણે તે ચીસો સાંભળી છતાં તેને બચાવી ન શક્યા. પરંતુ આનંદરાય-ભાઇનું ખુન કરનાર શીકારી છે કુતરો ક્યાં ? મને લાગે છે કે તે આટલામાં સંતાઇ રહેલ હશે જ અને પેલો કનકપ્રસાદ જ આ ખુનને માટે જવાબદાર છે.

હા. આ બધાં તેનાં જ કારસ્થાન છે, કાકા ભત્રીજા બંનેનાં ખુન થયાં, શિવપ્રસાદ તો તે કુતરાને દૈવી કુતરો સમજીને બીકમાંજ મરી ગયા, અને આનંદરાયનું મૃત્યુ તેના પંજામાંથી છટકવાના પ્રયત્નો કરતાં થયું, પરંતુ હવે આપણે બધું પુરવાર કરવાનું છે, આપણે કુતરાની ચીસ સાંભળી છે, તેને જોયો નથી તેથી તેને જોયા પહેલાં આપણે સાબિત કેવી રીતે કરી શકીએ કે કુતરાએ ખુન કર્યું છે. આ આનંદરાયને કુતરો અડક્યો પણ નથી, તેનું મૃત્યુ તો દોડતાં દોડતાં પડી જવાથી થયું છે, હું તમોને પહેલેથી જ કહેતો હતો કે ખુની બહુજ ચાલાક માણસ છે તેણે કુતરા પાસે એવી ખુબીથી ખુન કરાવેલ છે કે તે પુરવાર કરવું મુસ્કેલ થઇ પડે ખુની ગમે તેવો લુચ્ચો હોય તો પણ આવતી કાલ સુધીમાં હું તેને મારી જાળમાં ફસાવી દઇશ.

આપણે તેને એકદમ પકડી લઇએ તો શું ખોટું ? મેં કહ્યું.

માણસ બહુજ લુચ્ચો છે, આપણે બધું જાણીએ છીએ, પરંતુ સઘળું પુરવાર કરી શકીએ તેવી સ્થિતિમાં નથી.

ત્યારે આપણે શું કરવું ?

સઘળું કામ આપણે આવતી કાલે કરવાનું છે, આજ તો આપણે આપણા નિર્ભાગી મિત્રના દેહની વ્યવસ્થા કરવાની છે.

અમે બન્ને જણુ તેના દેહ પાસે ગયા, અમારૂં હૃદય શોકથી ફાટી જતું હતું, અમારી આંખોમાંથી આંસુ વહેતાં હતાં.

આપણે બે જણા આને ઉપાડીને બક્ષી નિવાસ સુધી નહિ પહોંચી શકીએ, આપણે કોઇની મદદ લેવી પડશે. પણ પ્રભુલાલ તમે ગાંડા થઇ ગયા છો ?

પ્રભુલાલે એક ચીસ પાડી, તે આનંદરાયના મૃતદેહ ઉપર નમ્યા હતા, હવે તે હસતા હસતા નાચવા મંડયા અને તાલીઓ પાડવા મંડયા. મારા દૃઢ મનવાળા મિત્રની આવી સ્થિતિ કેમ ? તે ચીસો પાડવા મંડયા દાઢી દાઢી ! આ માણસને દાઢી છે.

દાઢી ? મેં પુછ્યું.

હા, આ આનંદરાય નથી. આ તો મારો પાડોશી મુળુ ખુની છે.

અમે બન્ને જણાએ તેનું શરીર ફેરવ્યું તો તેની દાઢી મને પણ દેખાણી. ખરેખર આ પેલો ભયાનક પ્રાણીના જેવા મોઢાવાળો ગંગાનો ભાઇ મુળુ ખુની જ હતો. તેને જોઇને અમોને અવર્ણનિય હર્ષ થયો.

મને તરતજ એક વાત યાદ આવી, મને યાદ આવ્યું કે આનંદરાયે પોતાનાં કપડાં લક્ષ્મમને આપી દીધાં હતાં, લક્ષ્મણે તે

કપડાં મુળ ખુનીને તેને નાસી જવામાં સહેલાઇ પડે તે માટે આપ્યાં હશે. તેણે જોડા, ખમીશ, કોટ, પાટલુન અને ટોપી બધું આનંદરાયનું પહેર્યું હતું. મેં આ વાત પ્રભુલાલને કહી.

આ કપડાંએજ આ માણસનું ખુન કરાવ્યું, આ ઉપરથી ખુલ્લુ દેખાઇ આવે છે કે ખુનીએ શીકારી કુતરાને આનંદરાયની કાંઇક વસ્તુ સુંઘાડીને દોડાવ્યો હતો. હું ન ભુલતો હોઉં તો હોટેલ માંથી ઉપડી ગયેલો આનંદરાયનો કાળો જોડોજ સુંઘાડયો હોવો જોઇએ. પણ આ અંધારામાં આ મુળીએ કયાંથી જાણ્યું કે કુતરો પોતાને મારી નાંખવા આવે છે?

તેણે ચીસ સાંભળેલ હોવી જોઇએ.

ફક્ત શિકારી કુતરાની ચીસથી આવો હિમતવાળો બહાદુર માણસ ડરીને ચીસો પાડે તે અસંભવિત, આવી ચીસોથી તો ઉલટો તેને સિપાઇના હાથમાં પકડાઇ જવાનો ભય રહે, પરંતુ હવે આપણે આ માણસના દેહની શું વ્યવસ્થા કરીશું?

આપણે તેને આટલામાં કોઇ ઝુંપડીમાં મુકી આવીએ અને પછી પોલીસને ખબર આપીએ.

હા બરાબર તેમજ ઠીક પડશે, પણ કનૈયાલાલ! આ શું? સામેથી ખુની પોતેજ અહીં આવે છે ધ્યાન રાખજો હો આપણને તેના ઉપર શક છે તેની લેશ માત્ર પણ તેને ખબર ન પડે તેવું વર્તન રાખજો નહિ તો મારી બધી યુક્તિઓ ધુળમાં મળી જશે.

એક માણસ સીગારમાંથી ધુમાડા કાઢતો કાઢતો અમારી તરફ આવતો હતો, ચંદ્રમા ઉગ્યો હતો તેથી મેં તે માણસને

બરાબર ઓળખી કાઢયો, તે કનકપ્રસાદ હતો, અમને જોતાં તે જરા અટકયો અને પછી અમારી પાસે આવ્યો.

કેમ કનૈયાલાલ ! તમે અહીં કયાંથી ? અને અહીં જમીન ઉપર આ શું પડયું છે ? કોઇને કાંઇ ઇજા થઇ છે ? તે આપણા મિત્ર આનંદરાય તો નથી ને ?

તે મૃતદેહ પાસે ગયો અને તેના તરફ જોઇ રહ્યો અને પુછયું આ કોણ છે ?

એ તો પેલો મુગુ ખુની.

આ સાંભળી તેના ચહેરા પર ફરી વળેલી નિરાશા અમે જોઇ શકયા.

આ કેવો દુઃખકર બનાવ ? તે કેમ કરતાં મરી ગયો ? કનકપ્રસાદ બોલ્યો.

તે આ ઢોળાવ ઉપરથી એકદમ ઉતરતાં પડી ગયો હોય તેમ લાગે છે, હું અને મારા મિત્ર આ તરફ ફરવા આવ્યા હતા ફરતા ફરતા અમે તેની ચીસ સાંભળી અહીં તપાસ કરવા આવ્યા.

મેં પણ ચીસ સાંભળી અને તેથીજ હું અહિં તપાસ કરવા આવ્યો મને આનંદરાયની બહુ ચિંતા થતી હતી.

આનંદરાય ભાઇની ચિંતા શા માટે ?

કારણ કે મેં તેને અહીં ફરવા આવવા કહ્યું હતું તે ન આવ્યા એટલે મને આશ્ચર્ય થયું તેવામાં મેં આ ચીસો સાંભળી

અને આનંદરાય ભાઇની સલામતી માટે ચિંતા થવા માંડી. તમે બીજા કોઇ પ્રાણીની ચીસ સાંભળી ?

ના તમે? પ્રભુલાલે પુછ્યું.

ના.

ત્યારે તમે તે વાત શા ઉપરથી પુછો છો ?

ગામડીઆઓ કહે છે કે અહીં દૈવી કુતરાની ચીસ સંભળાય છે, તેથી મેં તમોને પુછ્યું કે તેવી કાંઇ ચીસ તમે સાંભળી ?

અમે તેવું કાંઇ સાંભળ્યું નથી. મેં જવાબ આપ્યો. પણ આ માણસના મરણનું કારણ શું હોવું જોઇએ ?

મારૂં ધારવું છે કે ચિંતા અને બીકથી તેનું મગજ ખવાઇ ગયું હતું, અને ગાંડાની પેઠે દોડતાં દોડતાં અહીં પડી ગયો અને તેના ગળાનું હાડકું ભાંગી ગયું હશે.

મને પણ એમજ લાગે છે. પ્રભુલાલ તમારૂં શું ધારવું છે ? મારા જવાબથી ખુશી થઇને તેણે પ્રભુલાલને પુછ્યું.

મારૂં પણ એમજ ધારવું છે, પ્રભુલાલે જવાબ આપ્યો.

તમે અહીં આવ્યા તેથી અમે બહુજ ખુશી થયા છીએ અમે તમારી ઘણા દિવસ થયાં રાહ જોઇને બેઠા હતા. કનકપ્રસાદે પ્રભુલાલને કહ્યું.

હા પણ આવતી કાલે મારે મુંબઇ જવું પડશે. પ્રભુલાલ બોલ્યા.

બસ આવતી કાલેજ જશો ?

હા.

તમારી અહીંની મુલાકાતથી શિવપ્રસાદભાઇના ભેદી મૃત્યુ ઉપર કાંઇ અજવાળું પડયું હશે.

ના ડીટેક્ટિવને તો સત્ય બીનાઓનીજ જરૂર હોય છે, તે દંતકથાઓ, ગામગપાટા અને ભુતપલીતની વાતો ઉપર વિશ્વાસ ન રાખી શકે અને તેથી મારી બધી તપાસ નિષ્ફળ ગઇ છે.

કનકપ્રસાદ તો પ્રભુલાલ સામે થોડીવાર જોઇજ રહ્યો અને પછી મારા તરફ જોઇ બોલ્યો હવે આના દેહની શું વ્યવસ્થા કરશું ? આપણે તેના શરીર ઉપર કાંઇક ઢાંકી દઇને ચાલ્યા જઇએ, અને પછી પોલીસને ખબર આપીએ.

અમે તેના શરીર ઉપર પત્થર ગોઠવી દીધા પછી કનકપ્રસાદે અમોને પોતાને ત્યાં આવવાનો ઘણો આગ્રહ કર્યો પરંતુ અમે જરૂરી કામ હોવાનું બહાનું કાઢીને ચાલતા થયા.

હવે તમને ખાત્રી થઇ કે માણસ હિમતવાન કેટલો છે ? જ્યારે તેણે જાણ્યું કે આનંદરાયને બદલે બીજાનું ખુન થયું છે ત્યારે તેનું મોઢું કાળું ધબ થઇ ગયું પણ તરતજ તેણે પોતાની નિરાશા ન દેખાય તે રીતે દાબી દીધી પ્રભુલાલે કહ્યું.

તે તમોને દેખી ગયો તે બહુજ ખોટું થયું.

હા પણ તેમાં આપણો ઉપાય કાંઇ ન હતો.

તમે આંહી છો તેવી તેને ખબર પડી તો તેથી તેની યુક્તિઓ ઉપર શું અસર થશે ?

તે કાં તો આપણાથી ચેતીને કામ લેશે અથવા તો જેમ

બને તેમ ઝડપથી આનંદરાયનું ખુન કરવાના ઉપાય લેશે. તે તો એમજ ધારતો હશે કે મેં પ્રભુલાલને અને કનૈયાલાલને બનાવ્યા તેમને મારાં કારસ્થાનની જરા પણ ખબર ન પડી.

તેને જેમ બને તેમ જલદીથી શા માટે ન પકડવો ?

કનૈયાલાલ ! તમે વિચાર કર્યા સિવાય ફક્ત બોલીજ જાણો છો ધારો કે તમારા કહેવા પ્રમાણે તેને અત્યારેજ પકડીએ તો તેથી આપણને ફાયદો શું થાય ? આપણે કાંઇ પણ પુરવાર ન કરી શકીએ, જો કનકપ્રસાદે કોઇ માણસની મારફત ખુન કરાવ્યું હોય તો આપણે તે માણસને ફોડીને કનકપ્રસાદની વિરૂદ્ધ પુરાવો રજુ કરી શકીએ, પણ આ તો શિકારી કુતરાની મારફત. આપણે તે કુતરાને પકડીને કોર્ટમાં રજુ કરીએ તો કુતરો કાંઇ સાક્ષી આપશે ?

શિવપ્રસાદનું મૃત્યુ પુરાવારૂપ થઇ પડે.

નહિ તે મરેલો જડી આવ્યો હતો, તેનાં શરીર ઉપર વ્યથાનાં કાંઇ ચિન્હ ન હતાં, તે બીકથીજ મરી ગયો, તેને કોની બીક લાગી ? તે આપણે જાણીએ છીએ, પરંતુ આપણે તે જ્યુરી પાસે કેવી રીતે પુરવાર કરી શકીએ ? તેના શરીર ઉપર શિકારી કુતરાનાં ચિન્હ કયાં છે ? અલબત આપણે જાણીએ છીએ કે શિકારી કુતરા મૃતદેહને અડતા નથી, તે શિકારી કુતરો તેના શરીર પાસે પહોંચ્યો તે પહેલાંજ શિવપ્રસાદ મરી ગયો અને તેથીજ તે પાછો ચાલ્યો ગયો, પણ આ બધું આપણે પુરવાર કેવી રીતે કરી શકીએ ?

મુળુ ખુનીના મૃત્યુ ઉપરથી પુરવાર ન થાય ?

નહિજ તેનાં મૃત્યુને અને શિકારી કુતરાને કાંઇ દેખીતો સંબંધ નથી, આડકતરો સંબંધ ભલે હોય, તેમજ આપણે કુતરાને જોયો નથી, તેની ચીસ સાંભળેલ છે, પરંતુ આપણે પુરવાર કેવી રીતે કરી શકીએ કે તે મુળુ પાછળ દોડતો હતો ? તેથી હાલમાં તો આપણે કંઇ કરી શકીએ તેમ નથી.

ત્યારે આપણે શું કરશું.

રમાને મળ્યા પછીજ આપણુને બધી ખબર પડે. મેં યુક્તિઓ ઘડી પણ કાઢી છે. પણ રમા સાથે મુલાકાત થયા પછી તે યુક્તિઓ અમલમાં મુકશું.

અમે શિવપ્રસાદના બંગલા પાસે આવી પહોંચ્યા. મેં પ્રભુલાલને પુછયું તમે સાથે આવો છો ?

હવે છુપા રહેવાથી કાંઇ લાભ નથી, પણ કનૈયાલાલ ! આ કુતરા વિષે આનંદરાયને કાંઇ પણ વાત ન કરતા, મુળુના મૃત્યુનું કારણ તમે જે કનકપ્રસાદને કહ્યું હતું તેજ તેને કહેજો. આવતી કાલે આપણે તેની પાસે બહુ જ હિંમત અને સાહસ ભર્યું કામ કરાવવાનું છે, આવતી કાલે શુક્રવાર છે જો તમારો રિપોર્ટ સાચો હોય તો આનંદરાય કનકપ્રસાદને ત્યાં જમવા જવાના છે.

મારે પણ સાથેજ જવાનું છે.

તમે બહાનું કાઢીને છટકી જજો, તમારે ત્યાં જમવા ન જવું.

અમે વાતો કરતા કરતા બંગલામાં પહોંચ્યા.

# પ્રકરણ ૨૭ મું.



## કનકપ્રસાદ

ઘરમાં જતાં આનંદરાય અમને મળ્યા, પ્રભુલાલ આવ્યા જાણી તેને આશ્ચર્ય કરતાં આનંદ વધારે થયો, કારણ કે તે કેટલાક દિવસ થયાં ઇચ્છતા હતા કે પ્રભુલાલ હવે અહિંઆ આવે તો ઠીક.

મેં જતાં વેંત લક્ષ્મણ અને ગંગાને મુળુના મૃત્યુ વિષે વાત કરી, મૃત્યુનું કારણ અકસ્માતને લીધે પડી જવાથી થયું એવું બતાવ્યું. આ વાત સાંભળી લક્ષ્મણને કાંઇ ન થયું. પરંતુ ગંગા પોકે પોક મુકીને રડી. દુનિયાને મન મુળુ મોટામાં મોટો લફંગો, ખુની કે રાક્ષસ હતો. પરંતુ ગંગાને મન તો તે પોતાનો ન્હાનકડો લાડકવાયો ભાઇ હતો.

હું પ્રભુલાલ અને આનંદરાય વાતોમાં પડયા, વાતની શરૂઆત આનંદરાયે કરી, તેઓ બોલ્યા કે કનૈયાલાલના ગયા પછી મારો વખત જરા પણ ખુટતો ન હતો, ઘરમાં બધે આંટા માર્યા, કનૈયાલાલની ઘણી રાહ જોઇ, દિવસ પરસ જોવડો થઇ

પડયો, આજ તો તમારે મને એક રીતે શાબાશી આપવી ઘટે છે, પેલા બિચારા કનકપ્રસાદે એક ચીઠી નોકર સાથે મોકલી હતી, તેમાં તેણે આગ્રહ કર્યો હતો કે જો તમે આજ સાંજે આઠેક વાગે ફરવા આવો તો ઠીક, ચાંદની છે તેથી ઠીક પડશે આપણે જંગલ તરફના રસ્તા પર ભેગા થઇશું. મેં તે વખતે હા કહી પણ પાછળથી વિચાર થયો કે પ્રભુલાલે દિવસ આથમ્યા પછી ગામની બહાર જવાની મનાઇ કરી છે, તો તેની આજ્ઞા લોપવી ઠીક નહિ એમ ધારી હું ગયો નહિ, કનકપ્રસાદે તો મારી ઘણી રાહ જોઇ હશે.

હા તમોને ફરવામાં આનંદ પડત, પણ અરે આનંદરાય આજ તો અમે ધાર્યું કે તમે મરી ગયા ! પ્રભુલાલે હસતાંહસતાં કહ્યું.

તે કેવી રીતે ? આનંદરાયે ચકિત થઇ પુછયું.

પેલા મુણુ ખુનીને અમે મરેલ પડેલ જોયો ત્યારે તેણે તમારાં કપડાં પહેરેલ હતાં, તેથી પહેલાં તો તમે પોતે ત્યાં પડેલા છો એમ અમે ધાર્યું.

ઠીક પણ શિવપ્રસાદ કાકાના મૃત્યુનો ભેદ આપને કાંઇ માલુમ પડયો કે નહિ ? આનંદરાયે પુછયું.

હા બહુજ થોડા વખતમાં આપણે તે ભેદ સાવ ખુલ્લો કરી શકશું, ભેદ બહુજ ગુંચવણી ભરેલો અને વિચિત્ર છે.

પણ પ્રભુલાલ અમને એક અનુભવ થયો છે કે જેની

કનૈયાલાલે તમને વાત કરી હોવી જોઇએ, અમે શિકારી કુતરાની ચીસ સાંભળેલ છે તે ઉપરથી દંતકથા કાંઇક અંશે પાયાદાર છે એમ ખાત્રી થાય છે અને અવાજ ઉપરથી ચોક્કસ થાય છે કે એ દૈવીશકિતથી ભરેલો, બહુજ ભયાનક કુતરો હોવો જોઇએ, જો તે કુતરાને શોધી કાઢીને તમે તેને સાંકળથી બાંધી લો તોજ મને ખાત્રી થાય કે તમે ડીટેકિટવ.

તે કાંઇ અઘરૂં કામ નથી, જો તમે મને તે કામમાં કંઇક અંશે મદદ આપવા તૈયાર હો તો થોડા દિવસમાં તેને પકડીને તમારે ઘેર સાંકળથી બાંધી દઉં.

મારે ઘેર તે કુતરો ન જોઇએ, તમારે તો તે કુતરો બાંધીને મને દેખાડવાનો છે. બાકી મારે ઘેર બાંધવાનું કે લઇ આવવાનું તો નામ પણ ન લેતા તમારે તેને જ્યાં રાખવો હોય ત્યાં રાખજો.

એમ તો એમ! પણ મને થોડી ઘણી મદદ આપશો કે કેમ?

હા હા તમે જે કહો તે કરવા તૈયારછું.

હું તમોને જે કહું તે આનાકાની શિવાય કરવું તે કરવાનું કારણ તમારે મને ન પુછવું.

ભલે.

જો તમે એટલું કરશો તો આપણો ભેદ બહુજ ઝડપથી ઉકલી જશે.

પ્રભુલાલની નજર વાત કરતાં ઉપરના ફોટા તરફ જતાં તે બોલ્યા અહો આ ફોટા કોના?

અમારા કુટુંબના માણસોના.

અમે તે બધા ફોટા જોયા, શિવપ્રસાદભાઇ, આનંદરાયના પિતા અને નવનીતરાય ( શિવપ્રસાદનો નાનો ભાઇ કે જેને પોતાનાં ખરાબ કૃત્યો માટે સીલોન નાસી જવું પડ્યું અને ત્યાં બીનવારસ ગુજરી ગયો હતો. જુઓ પ્રકરણ પાંચમું ) ના ફોટાઓ મુખ્ય હતા, પ્રભુલાલે નવનીતરાયનો ફોટો બરાબર જોયો ત્યાર પછી અમે બધાએ જમી લીધું અને આનંદરાય પોતાના ઓરડામાં જઇને સુઇ ગયા.

થોડી વાર પછી પ્રભુલાલે હાથમાં એક મીણબત્તી લીધી અને મને પાછળ પાછળ આવવા કહ્યું. અમે દિવાનખાનામાં જ્યાં પેલા ફોટા ટાંગ્યા હતા તે ઓરડામાં ગયા, પ્રભુલાલે નવનીતરાયના ફોટા તરફ આંગળી ચીંધીને મને પુછ્યું આ માણસના જેવો ચહેરો તમે બીજે કયાંય જોયો છે ? મેં જવાબમાં ના પાડી પછી તે એક સ્ટુલ ઉપર ઉભા અને પોતાના એક હાથથી તે ફોટાની પાઘડી દાબી દીધી અને એક હાથ તે ફોટાની ડોક ઉપર રાખ્યો થોડીવાર મેં તે તરફ જોયા કર્યું, મને બહુજ આશ્ચર્ય થયું કારણ કે તે માણસનો ચહેરો આબેહુબ કનકપ્રસાદ જેવો જ હતો.

હવે ખબર પડીને ? કોઇ માણસનો ચહેરો જોતી વખતે તેની પાઘડી કે કપડાં ઉપર જરા પણ ધ્યાન ન આપવું આંખ ઉપર બરાબર ધ્યાન આપવું. ડીટેકટિવ ગમે તે માણસને ગમે તેવા વેશમાં ઓળખી કાઢે તેનું કારણ આજ. પ્રભુલાલે કહ્યું.

તમે તો ગજબ કરી આ તો કનકપ્રસાદનો ફોટો.

કનકપ્રસાદનો પોતાનો ફોટો હોય તે અસંભવિત, ઘણું કરીને આ ફોટો કનકપ્રસાદના પિતાનો હશે. ગપ એવી છે કે નવનીતરાય અપુત્ર મરી ગયો, પરંતુ ખરી રીતે તો આ તેનો પુત્ર જ છે. આપણા ભેદ ધીમે ધીમે ઉકલતા આવે છે. અગાઉ મને એક વિચાર થતો કે કનકપ્રસાદને શિવપ્રસાદનું અને આનંદ-રાયનું ખુન કરવાનું શું પ્રયોજન હશે? પરંતુ હવે મને તેની ખબર પડી.

શું?

તે હું તમોને પછી કહીશ, પરંતુ એ તો ચોકકસ કે આવતી કાલે તો કનકપ્રસાદ આપણી જાળમાં ફસાઇ ગયો હશે, અને આપણું કામ પુરૂં થયું હશે માટે હવે ચાલો સુઇ જઇએ.



# પ્રકરણ ૨૮ મું



## પ્રયાણ

સવારે હું જરા વહેલો ઉઠયો પરંતુ મને માલુમ પડયું કે પ્રભુલાલ મારા કરતાં પણ વહેલા ઉઠયા હતા. મેં તેને પૂછયું.

હા આજ પાંચ વાગે ઉઠયો છું.

શા માટે ?

હું બોરીવલી જઇ આવ્યો, ત્યાંની પોલીસને મુળુના મૃત્યુ વિષે ખબર આપી આવ્યો, અને મગનને પણ મળી આવ્યો. કારણ કે તે તો તેના મુકરર વખતે ટેકરી ઉપર જાત. અને મને ન દેખત તો તેને મારે માટે બહુજ ચીંતા થાત.

હવે આપણે શું કરવું ?

આનંદરાય સાથે થોડી વાતચીત કરવી છે. જુઓ એ આવે છે. આનંદરાય નજીક આવ્યા એટલે પ્રભુલાલે કહ્યું આનંદરાયભાઇ! મારે તમારી સાથે કેટલીક જરૂરી વાતચીત કરવી છે.

હા ભલે હું નવરો છું.

આજ રાત્રે તમારે કનકપ્રસાદને ત્યાં જમવા જવાનું છે કેમ ?

હા. અને તમે પણ આવો તો ઠીક, કનકપ્રસાદ બહુજ માયાળુ માણસ છે, તમે બન્ને જણા મારી સાથે આવશો તો તે બહુ રાજી થશે.

હું અને કનૈયાલાલ તો આજ મુંબઇ જવાના છીએ તેથી અમે ત્યાં નહિ આવી શકીએ.

મુંબઇ ?

હા અમોને ત્યાં બહુજ જરૂરી કામ છે.

આનંદરાયે કરૂણાજનક સ્વરથી કહ્યું હું તો ધારતો હતો કે મારી સંભાળ રાખવા તમે અહીં આવ્યા છો, અહીં મારે એક-લાને રહેવું જોખમકારક છે.

હું જે કહું તેમાં તમારે પુર્ણ વિશ્વાસ રાખવો અને મારા કહ્યા પ્રમાણે ચાલવું તમે કનકપ્રસાદને કહેજો કે બહુજ જરૂરી કામસર મુંબઇ જવાનું હોવાથી આવી શકયા નથી માટે ક્ષમા આપવી. તમે આ પ્રમાણે કનકપ્રસાદને કહેશોને ?

હા.

આનંદરાય અમારા જવાની વાત સાંભળી બહુજ દિલગીર થયા હોય તેમ તેના વદન ઉપરથી દેખાઇ આવતું હતું.

તમે કયારે ઉપડવાના છો ? તેણે પુછયું.

હમણાંજ ચહા પીધા પછી અમે અહીંથી બોરીવલી જઇશું,

કનૈયાલાલ પોતાનો બધો સામાન અહીંજ રાખી જશે; કારણ કે થોડા દિવસમાં અમે પાછા ફરવાના છીએ.

હું પણ તમારી સાથેજ મુંબઇ આવું તો, મને એકલાને અહીં રહેવું નહિ ગમે. આનંદરાયે કહ્યું.

નહિ તમારે અહીંજ રહેવું પડશે, તમે મને હું કહું તે પ્રમાણે કરવાનું વચન આપ્યું છે તો હું કહું છું કે તમારે અહીંજ રહેવું.

ઠીક.

હવે એક બીજી વાત, તમે અહીંથી કનકપ્રસાદને ત્યાં તો ગાડીમાં બેસીને જજો પરંતુ ત્યાં ગયા પછી ગાડી ઘેર મોકલાવી દેજો અને કનકપ્રસાદને કહેજો કે જમ્યા પછી હું ચાલીને ફરતો ફરતો ઘેર જવાનો છું.

પણ રસ્તામાં તો જંગલ આવે છે ને ?

ભલે આવે.

રાત્રીના વખતે તમે જંગલમાં ચાલવાની મનાઇ કરી છે ને ?

પણ હવે તેમ કરવામાં કાંઇ વાંધો નથી, તમે દૃઢ મનવાળા અને નિડર હોવાથીજ આ સુચના કરી છે, તમે જો આજ તે રસ્તે ચાલીને આવશો તો આપણને ઘણો લાભ થશે.

તો હું ચાલીને આવીશ.

બીજે આડે અવળે રસ્તે ચડી ન જતાં, તમે હમેશાં જે

સીધે રસ્તે જાઓ છો તે રસ્તેથીજ તમારે પાછા આવવાનું છે.

હું તે રસ્તેજ ચાલીશ.

અમે ચાહ પાણી પી આનંદરાયની રજા લઇ ચાલતા થયા.

મને બહુજ આશ્ચર્ય થયું. આજ તો કટોકટીનો દિવસ છે, તે પ્રભુલાલે પોતે કહ્યું હતું, છતાં મુંબઇ ચાલ્યા જવાનું શું પ્રયોજન? પોતાને જવું હોય તો ભલે જાય, પણ મને સાથે શા માટે લઇ જાય? આથી કરી તે બિચારા આનંદરાયની જીંદગી જોખમમાં નહિ પડે? વળી આનંદરાયને રાત્રે ચાલીને જંગલમાંથી ઘેર આવવાનો ભયાનક ને જીંદગીને જોખમમાં નાખનાર હુકમ શા માટે કર્યો હશે, તેની પણ કાંઇ ખબર પડી નહિ.



# પ્રકરણ ૨૯ મું.

## વેરની વસુલાત

રસ્તામાં અમે બિલકુલ વાતચિત કરી નહિ, અમે બોરીવલીના સ્ટેશને ગયા ત્યાં અમોને મગન મલ્યો.

સાહેબ! કાંઇ હુકમ છે? તેણે પુછ્યું.

હા અત્યારે તું મુંબઇ ટ્રેનમાં જજે, ત્યાં જતાં વેંત મારા નામથી નીચે પ્રમાણે તાર કરજે.

આનંદરાયભાઈ,

બક્ષી નિવાસ, મંડુર

મારી બહુજ જરૂરી ડાયરી આપને ત્યાં રહી ગઇ છે, તો તે મળે તો જેમ બને તેમ જલદીથી મારે જ શિરનામે રજીસ્ટર્ડ બુકપોસ્ટથી મોકલી આપશો.

ડીટેકટીવ પ્રભુલાલ

હા હું તે પ્રમાણે કરીશ.

હવે અહીં તાર ઓફીસમાં તપાસ કરી આવ કે મારો કોઇ

તાર આવ્યો છે કે નહિ?

મગન ચાલ્યો ગયો.

થોડીવારમાં મગન એક તાર લઈને આવ્યો પ્રભુલાલે તે વાંચીને મારા હાથમાં મુક્યો તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું.

તાર મળ્યો, વોરંટ લઈને સાંજે સાડાપાંચ વાગે આવું છું.

ઉમરખાં

પ્રભુલાલ બોલ્યા સવારે મેં ઉમરખાંને તાર કર્યો હતો, તેનો જવાબ આવ્યો છે, ઉમરખાં બડો હુશિયાર અને બહાદુર માણસ છે. હવે આપણે રમાને ત્યાં જઈએ.

હવે મને બધી વાત સમજાણી. આ પ્રમાણે કરવાનું કારણ એ હતું કે કનકપ્રસાદને ખાત્રી થાય કે અમે તો મુંબઈમાંજ બેઠા છીએ, અને તેથી આનંદરાયનું શિકારી કુતરા પાસે ખૂન કરાવવાનો બહુજ સારો લાગ મળ્યો છે એમ તે ધારશે. આજ સાંજે આનંદરાય કહેશે કે હું તો ચાલીને જવાનો છું તેથી તે સારો લાગ જાણી તેની પાછળ કુતરો દોડાવશે પરંતુ કનકપ્રસાદને સ્વપ્નેય ખ્યાલ નહિ હોય કે તે વખતે અમે આનંદરાયને જવાના રસ્તે સંતાઈને બેઠા હશું. પેલા મગનને મુંબઈ જઈને તાર કરવાનું કહ્યું તેનું કારણ એ કે કનકપ્રસાદને સાવ ખાત્રી થાય કે અમે મુંબઈમાં બેઠા છીએ

અમે રમાને ઘેર પહોંચ્યા ત્યારે તે રસોઈ કરતી હતી, અમને દેખતાજ તે અમને ઓરડામાં લઈ ગઈ અને આવવાનું

કારણ પુછ્યું.

હું અહીં શિવપ્રસાદભાઇના ખુન વિષે તપાસ કરવા આવ્યો છું, મારા મિત્ર કનૈયાલાલનું કહેવું છે કે તમે તેને બધી વાતો કરી નથી, ઘણી વાત છુપી રાખી છે, પ્રભુલાલે કહ્યું.

મેં શું છુપું રાખ્યું છે ?

તમે કબુલ કર્યું છે કે શિવપ્રસાદના મૃત્યુને દિવસે તમે તેને રાત્રે દસ વાગે ગામના નાકા પાસે મળવા આવવા વિનંતી કરી હતી, તમે જાણો છો કે તેજ જગ્યાએ અને તેજ વખતે તેનું મૃત્યુ થયું છે, તે ઉપરથી ખુલ્લુ દેખાય છે કે તમારી મુલાકાત અને તેના મૃત્યુ વચ્ચે ઘણો સંબંધ છે તમે તે છુપાવો છો.

નહિ કાંઇ સંબંધ નથી.

જુઓ હું તમારી સાથે સાવ ખુલી વાત કરું છું, શિવપ્રસાદભાઇનું ખુન થયું છે અને પુરવા પરથી સાબિત થયું છે કે કનકપ્રસાદ, તમે અને કનકપ્રસાદની પત્ની પણ આ કેસમાં કંઇક અંશે જવાબદાર છે.

તે ખુરશી ઉપરથી ગુસ્સામા ઉભી થઇ ગઇ અને પુછ્યું તેની પત્ની ?

હા તે વાત હવે બહાર પડી ગઇ છે કનકપ્રસાદ જેને પોતાની બ્હેન તરીકે ઓળખાવે છે તે તેની બહેન નહિ પરંતુ તેની પત્ની છે.

આ વાત ઉપરથી રમા એકદમ ઉશ્કેરાઇ ગઇ હોય તેમ

લાગ્યું. તે બોલી ઉઠી તેની પત્ની? નહિ નહિ કનકપ્રસાદ તો વિધુર છે.

પ્રભૂલાલ જરા હસ્યા.

વળી પાછી તે બોલી તે પુરવાર કરી આપો.

હા હું પુરવાર કરી આપવા તૈયાર છું તે મુંબઇની વિલ્સન કોલેજમાં હતો. ત્યારનો તે દંપતિનો ફોટો મારી પાસે છે જો કે તેમાં નીચે નામ મી. મનહરલાલ મહેતા અને મીસીસ મનહર મહેતા છે, તો પણ તેના ફોટા ઉપરથી તમને ખાત્રી થશે કે તે કનકપ્રસાદ અને કાન્તા છે. એટલું કહી પ્રભુલાલે ફોટો રમાને આપ્યો.

રમાએ આ ફોટાનું પાંચ મીનીટ બરાબર નીરીક્ષણ કર્યું. તે જોઇને તેની આંખો લાલ થઇ અને બોલી ભાઇ! આ માણસે મને વચન આપ્યું હતું કે જો તું તારા ધણી સાથે છુટા છેડા કરે તો હું તારી સાથે પુનઃલગ્ન કરું, તે નીચ માણસ હડહડતું જુઠું બોલ્યો છે, આજ સુધીમાં મને કાંઇ પણ સત્ય વાત કરીજ નથી. હું સમજતી હતી કે તે આ જુઠાં કામ મારી ખાતર જ કરે છે પરંતુ હવે મને માલુમ પડે છે કે હું તેના હાથમાં હથિયાર રૂપ થઇ પડી છું તેણેજ મારી સાથે વિશ્વાસઘાત કર્યો તો મારે હવે શા માટે તેનું વેર ન લઉં? મારે તેનાં નીચ કૃત્યો શા માટે જગત જાહેર ન કરવાં? હવે તમે મને જે વાત પુછશો તે બધી ખુલ્લે ખુલ્લી કહી દઇશ, તે દુષ્ટે મને ખોટાં વચનો આપીને મારાં ચારિત્ર્ય ઉપર કાપ મુકયો છે મને ધર્મભ્રષ્ટ કરી છે, જ્યારે મેં

શિવપ્રસાદભાઇને પત્ર લખ્યો ત્યારે મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે તેથી તે પરોપકારી પુરૂષની જીંદગી જોખમમાં આવી પડશે.

મારૂં પણ તેમજ ધારવું છે, આવા બનાવોનું વર્ણન કરતાં તમને દુઃખ થશે તેથી હુંજ તે બનાવો વર્ણવું છું, અને જ્યાં મારી ભૂલ થતી હોય, ત્યાં તમારે તે સુધારવી. કનકપ્રસાદના કહેવાથી જ તમે પત્ર લખ્યો હતો ?

હા તેણે કહ્યું તે પ્રમાણે મેં લખ્યો હતો ?

તેનું કારણ તમોને એમ કહ્યું હોવું જોઇએ કે તમે શિવ-પ્રસાદ પાસેથી છુટા છેડાના અંગે થવાના ખર્ચ માટે કાંઇ આર્થિક મદદ મેળવી શકો.

હા.

કાગળ ટપાલમાં નાખ્યા પછી તેણે તમોને મુકકર કરેલ વખતે જવાની ના પાડી.

હા. તેણે મને કહ્યું કે આવી બાબતમાં બીજા માણસ પાસે મદદ લેવી અયોગ્ય ગણાય તેથી બધું ખર્ચ હું જ આપીશ.

અને પછી બીજે દિવસે તમે શિવપ્રસાદના મૃત્યુના સમાચાર સાંભળ્યા.

હા.

અને પછી તેણે તમોને તમે શિવપ્રસાદને લખેલ પત્ર વિષે કોઇને કાંઇ પણ વાત કરવાનું કહ્યું.

હા. તેણે કહ્યું કે મૃત્યુ બહુજ ભેદી છે અને તેથી મેં

લખેલ પત્ર વિષે લોકોને ખબર પડે તો શિવપ્રસાદના મૃત્યુની જવાબદારી મારા ઉપર આવી પડે.

બરાબર! પરંતુ તમોને તો તે વખતેજ તેના ઉપર શક પડયો હશે!

હા હું તેને બરોબર ઓળખતી હતી, તેણે જો મારી સાથે વિશ્વાસઘાત ન કર્યો હોત તો હું પણ તેની વાત છુપી રાખત પરંતુ હવે છુપું રાખવાની જરૂર નથી.

રમાબાઇ તમે નસીબદાર કે આ ખુનની જવાબદારીમાંથી સાવ બચી ગયાં છો હવે અમે જઇશું.

અમે પછી સ્ટેશને ગયા અને મુંબઇથી આવતી ટ્રેનની રાહ જોઇને ઉભા. ટ્રેન આવી અને ઉમરખાં તેમાંથી ઉતર્યો, ઉમરખાંને હું ઓળખતો હતો, તે મુંબઇમાં સરકારી ડીટેકટિવ હતો.



# પ્રકરણ ૩૦ મું



## ભયંકર કુતરો

ખરાબ કે સારી જે કહો તે પણ પ્રભુલાલને એક ટેવ એવી પડી હતી કે પોતાની બધી યુક્તિ પહેલેથી કોઇને કહી ન દેતા. અમે ત્રણે ચાલવા મંડયા, પરંતુ પ્રભુલાલ અમોને કયાં લઇ જવા માગે છે તે કાંઇ બોલ્યા નહિ, લગભગ આઠ થવા આવ્યા હતા. રસ્તામાં પ્રભુલાલે ઉમરખાંને પુછયું તમારી પાસે કાંઇ હથીયાર છે કે નહિ ?

હા. તમારી પાસે ?

અમારી પાસે તો છેજ.

અમે મંકુરની દિશાએ જતા હતા, રસ્તામાં જંગલ આવતાં ઉમરખાંએ કહ્યું જગ્યા ભયાનક છે.

હા. અમે કહ્યું.

છેટેથી કનકપ્રસાદનું મકાન દેખાવા માંડયું, અમે ઘર પાસેથી પસાર થયા, ઘરથી થોડે દુર જઇને પ્રભુલાલે કહ્યું આપણે અહીં અટકવાનું છે.

પાછળ ટેકરીઓ અને જંગલ હતું, અમે ઉભા હતા ત્યાં જરાક છેટે એક ખડક હતો, અમે ત્રણે ત્યાં છુપાઇને બેઠા. અત્યારે બધે ઠેકાણે ધુમસ હોવાથી કાંઇ પુરૂં દેખાતું નહોતું, પાસેજ મંકુર જવાની સડક હતી.

પ્રભુલાલે મને પુછ્યું કે તમે કનકપ્રસાદના ઘરમાં જઇ આવ્યા છો તેથી તમોને બધી ખબર હશે, પેલો દીવો ક્યા ઓરડામાં બળે છે ?

જમવાના ઓરડામાં.

તમે એક કામ કરો, તે ઘરની આસપાસ વાડ ટુંકી છે માટે તમે ત્યાં જઇને લપાઇને જુઓ કે ત્યાં શું થાય છે ?

હું લપાતો લપાતો ઘરની વાડ પાસે ગયો અને લપાઇને જોવા મંડયો, સામેજ જમવાનો ઓરડો હોવાથી બધું દેખાતું હતું, આનંદરાય અને કનકપ્રસાદ જમતા હતા, કાન્તા દેખાતી ન હતી, અંધારૂં હતું છતાં બીજા કોઇ ઓરડામાં બત્તી દેખાતી ન હતી, ત્યારે કાન્તા ક્યાં હશે? તેના વિચારમાં હું પડ્યો, આનંદરાયના ચહેરા ઉપર દિલગીરી જણાઇ આવતી હતી, જંગલમાંથી એકલાં ઘેર જવાનો ભય તેના મનમાં પેસી ગયેલ હોય તેમ લાગતું હતું, તેટલામાં કનકપ્રસાદ ઉઠ્યો અને વાડામાં આવ્યો, વાડામાં એક કોટડી હતી તેનું તાળું ખોલ્યું, બારણું જરાક ઉઘાડીને અંદર ગયો અને અંદરથી બંધ કરી દીધું, ઓરડીમાં કોઇક પ્રાણી ઘુરકવાનો અવાજ થતો હતો, થોડીવાર પછી બારણું જરાક ઉઘાડીને તે બહાર નીકળ્યો અને તાળું મારીને ચાલ્યો ગયો. હું પ્રભુલાલ પાસે ગયો અને બધી વાત કરી. પ્રભુલાલને પણ આશ્ચર્ય થયું કે કાન્તા ક્યાં ગઇ હશે ? ધુમસ વધારે ને વધારે થતું જતું હતું અને તેથી પ્રભુલાલને બીક લાગી કે થોડીવાર આમ રહેશે તો આપણે કાંઇ દેખી શકશું નહિ, તેવામાં કોઇ મનુષ્યનાં પગલાં સંભળાયાં, અમે ખડક

પાછળથી જોવા મંડયા, આનંદરાય ધીમે ધીમે ચાલ્યા જતા હતા. તેનું મોઢું બીકને લઇને ફીકું પડી ગયું હતું, તે ચારે તરફ નજર નાખતા નાખતા ચાલતા હતા, હજુ તો તે અમારી પાસેથી માંડ પસાર થયા હશે, તેવામાં ઉમ્મરખાંથી એક ધીમી ચીસ પડાઇ ગઇ અને તે પડી ગયો હું ઓચીંતો પિસ્તોલ લઇને ઉભો થઇ ગયો, એક ભયાનક કુતરો અમારી ઉપરથી કુદીને પસાર થયો, કુતરો બહુજ મોટો, જાડો ને કાળો ભમર જેવો હતો, તેનાં આખાં શરીરમાંથી અગ્નિ ઝરતો હતો આના જેવો ભયાનક કુતરો મેં જીંદગીમાં જોયો નહોતો, કુતરો મોટી મોટી છલંગો મારતો આનંદરાયભાઇ પાછળ પડયો. મને લાગ્યું કે ખરેખર આ દૈવી કુતરો હોવો જોઇએ. અમે ત્રણે જણાએ ગોળીઓ છોડવા માંડી, હૃદય કાંપતું હતું, તેથી બરાબર નિશાન લેવાતું ન હતું, કુતરાએ એક ચીસ પાડી, એટલે અમે ધાર્યું કે તેને એક ગોળી વાગી છે ખરી, પરંતુ તેમ છતાં કુતરો આગળ ધસવા મંડયો, આનંદરાય અને તેની વચ્ચે હવે ઝાઝુ અંતર રહ્યું નહિ, કુતરાએ પાડેલ ચીસથી અમારી બીક ઉડી ગઇ, કારણ કે જો તે દૈવી કુતરો હોય તો તેને ઇજા થાય જ નહિ, અમારી ખાત્રી થઇ કે કુતરાને અમે મારી શકશું, આનંદરાયે પાછળ જોયું તો પોતાની પાછળ કુતરો માલમ પડતાં ચીસો પાડતા પાડતા દોડવા મંડયા. પ્રભુલાલ ગોળીઓ વરસાવતા ગાંડા માણસની પેઠે અવર્ણનિય ઉતાવળથી કુતરા પાછળ દોડવા મંડયા તેટલામાં તો કુતરાએ આનંદરાયને પછાડી દીધા અને તેની છાતી ઉપર તે ચડી ગયો આટલા વખતમાં કુતરાને પાંચ છ ગોળીઓ લાગી હશે છતાં તે

આનંદરાયને ગળે બટકું ભરવા જતો હતો પણ તેવામાં **પ્રભુલાલે છેલ્લી ગોળી છોડી** અને તે તેના માથામાં લાગવાથી ચીસ પાડીને તે નીચે પડયો. અમે જઇને જોયું તો કુતરો મરેલ પડયો હતો. ઉમ્મરખાંએ તેના માથા પર હાથ ફેરવતાં માલુમ પડયું કે તેના મોઢા પર ફોસ્ફરસ લગાવેલું હતું. આનંદરાય બેભાન થયેલ હતા, થોડીવારમાં તેને ભાન આવ્યું અને બોલવા મંડયા એ શું હતું ? દૈવી કુતરો ?

જે હોય તે તો સ્વર્ગમાં પહોંચી ગયો છે.

થોડીવારમાં આનંદરાય બેઠા થયા. પ્રભુલાલે કહ્યું આનંદરાય ! મેં તમોને જાણી જોઇને મોતના પંજામાં મુકયા તે માટે હું તમારી માફી માગું છું હું કોઇ સાધારણ કુતરાને પહોંચી વળવાને તૈયાર હતો, પરંતુ આવા ભયાનક કુતરાનો મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો, વળી ધુમસને લઇને અમારા કાર્યમા અડચણ પણ બણી પડી નહિ તો કુતરાનો સ્પર્શ તમને થવા જ ન દેત.

ગમે તેમ થયું પરંતુ તમે મારી જીંદગી બચાવી છે

એક વાર જીંદગી જોખમમાં નાંખ્યા પછી બચાવી તેમાં નવાઇ શું કરી ? પણ આનંદરાય તમે સ્હેલાઇથી બેસી શકો છો?

હા કેમ ?

અમારે હજુ કનકપ્રસાદને પકડવા જવાનું છે. તમે અહીં બેસો, હવે કાંઇ ભય નથી, અમે થોડીવારમાં પાછા ફરશુ

રસ્તામાં પ્રભુલાલે કહ્યું મને ખાત્રી છે કે તે ઘેર નહિ જ હોય, ગોળીઓના અવાજથી તેણે જાણી લીધું હોવું જ જોઇએ કે કાવતરૂં પકડાઇ ગયું છે, છતાં ઘરમાં તપાસ કરવામાં ખોટું શું છે ?

# પ્રકરણ ૩૧ મું.



## કંટકમાં ગુલાબ.





ઘરનો દરવાજો ખુલ્લો હતો તેથી અમે બધા અંદર ઘુસ્યા, અમે બધા ઓરડા તપાસ્યા, પરંતુ ત્યાં કેઇ ન હતું, પછી અમે મેડી ઉપર ચડયા તો એક ઓરડાને તાળુ મારેલ હતું, ઉમ્મરખાંએ દરવાજા પાસે કાન ધર્યો અને બોલ્યો. અંદર કાંઇક અવાજ થાય છે, અમે તાળુ તોડી નાંખ્યું અને અંદર ઘુસ્યા. બધાએ પીસ્તોલ તો તૈયાર રાખી હતી, પરંતુ જોતાં માલુમ પડયું કે કનકપ્રસાદ ત્યાં ન હતો, એક થાંભલા સાથે કેઇ સ્ત્રીને મજબુત બાંધવામા આવી હતી, તે પુરૂષ છે કે સ્ત્રી તેની ખબર પણ પછી પડી. અમે દોડયા અને જોયું તો તે કનકલતા બેભાન થઇ ગઇ હતી તેથી અમે તેના મોઢા ઉપર પાણી છાંટયું. થોડીવારે તેને ભાન આવતાં તેણે જરા આંખ ઉઘાડીને અમોને પુછ્યું તે સહિસલામત છે ? તે છટકી ગયા ?

તે અમારા પંજામાંથી છટકી શકે તેમ નથી.

નહિ નહિ હું મારા પતિની વાત નથી કરતી. આનંદરાય સલામત છે ?

હા.

અને કુતરો ?

અમે મારી નાંખ્યો.

આ સાંભળીને તેને સતોષ થયો હોય તેમ લાગ્યું.

હું તમારો અને ઇશ્વરનો ઉપકાર માનું છું. આ દુષ્ટ માણસ મારી સાથે પણ દુષ્ટતાથી વરત્યો છે, હું સમજતી કે તે મને ચાહે છે, પરંતુ ખરી રીતે તો તેણે મને પણ પોતાના કારસ્થાનમાં હથિયાર રૂપ બનાવી છે, ઇશ્વર મને માફી આપશે ?

તમે તે કયાં છે તે કહો, તેને પકડવામાં અમને મદદ કરો એટલે તમારાં પાપની માફી ઇશ્વર આપી દેશે.

તેને સંતાવાની એકજ જગ્યા છે, ટેકરીની પાછળ બહુજ ભીની કાદવવાળી જગ્યા છે, ત્યાં એક ખાડામાં તે આ કુતરાને રાખતો, પોતાને માટે પણ ત્યાં સંતાઇ રહેવાની સગવડ તેણે કરી છે.

પ્રભુલાલે કહ્યું આવી ધુમસવાળી રાત્રીએ આપણે તેને ટેકરીઓ પાછળ નહીંજ શોધી શકીએ તે પણ ત્યાં ગયો હોય તે અસંભવિત છે.

નહિ તેમાં કાંઇ અઘરૂં નથી. ત્યાં ઉંડા પાણીથી ભરેલા ખાડામાં અને કાદવમાં ખુંચી જવાનો ભય છે ખરો, પરંતુ તેણે

એક ખુબી કરેલ હતી, મહા મહેનતે ત્યાં જવાનો એક વાંકોચુકો રસ્તો શોધી કાઢયો હતો, તે રસ્તો ભુલી ન જવાય તે માટે તેણે તે રસ્તો થોડે થોડે અંતરે લાકડીઓ જમીનમાં ખોડી છે હવે જો હું ત્યાં જઇને બધી લાકડીઓ કાઢી આવું તો તે કદાપિ પાછો આવી શકે નહિ. પહેલાં તો અજાણ્યે રસ્તે આવવાની હિમત કરે નહિ અને હિમત કરે તો રસ્તામાં એવા ખાડા આવે છે કે તે નક્કી તેમાં પડી જાય.

તે વખતે ત્યાં જવાનું ભયાનક અને જોખમકારક લાગવાથી અમે આનંદરાય પાસે ગયા, અને તેને મંકુર લઇ ગયા, હવે પ્રભુલાલે આનંદરાયને કનકપ્રસાદના કારસ્થાનની બધી વાતો કરી. તે રાત્રે આનંદરાયને તાવ આવ્યો અને બે ત્રણ દિવસ સુધી શરીરમાં નબળાઇ રહી.

બીજે દિવસે સવારમાંજ અમે કનકપ્રસાદને ત્યાં ગયા કાન્તા અમોને જંગલનો રસ્તો બતાવવા ઘણીજ ખુશાથી સાથે આવી. તે ઉપરથી અમને માલુમ પડયું કે કનકપ્રસાદે એને બહુજ દુઃખી અને હેરાન કરી હશે, ટેકરીની પાછળ અમે આવી પહોંચ્યા ત્યાં બધે કાદવાળી જમીન હતી.

કનકપ્રસાદે સહિસલામતી માટે લાકડીઓ ખોડીને નિશાની કરેલ રસ્તે અમે ચાલવા મંડયા. જગ્યા બહુજ ભયાનક હતી, નિશાની વાળે રસ્તે જતાં એક પગલું મુકવામાં ભૂલ કરીએ તો કાદવમાં ખુંચી જવાય અને જીંદગીનું જોખમ થાય, દુર્ગંધ પણ બહુ આવતી હતી, રસ્તામાં કાદવમાં પડેલો એક જોડો અમે

જોયો, પ્રભુલાલે તે ઉંચકી લીધો અને કહ્યું આ આનંદરાયનો ખોવાયેલ જોડો, કનકપ્રસાદે નાસતાં નાસતાં અહીં ફેંકયો હશે.

હા તેમજ, કુતરાને આ જોડો સુંધાડીને દોડાવ્યો તે પછી તે તેના હાથમાંજ હશે, અહીં નાસતાં નાસતાં ફેંકયો છે તે ઉપરથી એટલું તો ચોકકસ થાય છે કે કનકપ્રસાદ અહીં સુધી સહિસલામત પહોંચ્યો હશે, પરંતુ અમોને તેનો કહિં પત્તો લાગ્યો નહિ, કાદવમાં તેનાં પગલાં દેખાય તેમ ન હતું, કારણ કે કાદવ પણ સમુદ્રનાં મોજાની પેઠે આસપાસ જરા જરા ઉછાળા મારતો હતો. આગળ ચાલતાં સખત જમીન આવી, અમે અનુમાન કર્યું કે હવે પગલાં દેખાશે. પરંતુ પગલાં માલુમ પડયાં નહિ, આ ઉપરથી ખાત્રી થઇ કે ઉતાવળમાં કનકપ્રસાદ કાદવમાં પડી ગયો હોવોજ જોઇએ, તે આ સખત જમીન સુધી પહોંચી શકયો નથી. થોડીવારમાં અમે એક ખાડા પાસે પહોંચ્યા કાન્તાએ કહ્યું કે કુતરો આ ખાડામાં રાખવામાં આવતો, ત્યાં બહુજ દુર્ગંધ આવતી હતી. અમને જોતાં માલુમ પડયું કે બકરાંના અને બીજાં પ્રાણીઓનાં હાડપીંજર ત્યાં પડયાં હતાં.

પ્રભુલાલે કહ્યું આ કુતરાને હંમેશાં માંસ ખવડાવેલ હોવાથી બહુજ જોરાવર હોય તે સ્વાભાવિક છે, કુતરાને તો સંતાડી શકયો પરંતુ તેની ચીસો અટકાવી શકતો નહિ તેથી આપણે બે ત્રણ વાર તેની ભયાનક ચીસ સાંભળી હતી, બહુજ જરૂરી કામ પ્રસંગે તે કુતરાને પોતાના ઘરના વાડાની ઓરડીમાં રાખતો પરંતુ હંમેશાં તેને ત્યાં રાખવાની તેને પોતને પણ હીંમત થતી નહિ, અધુરામાં પુરૂં તેણે કુતરાના મોઢા ઉપર ફોરફરસનું મિકસ્ચર ચોપડેલું હતું, તેથી

કુતરો વધારે ભયાનક દેખાતો, આવી યુક્તિ તેને બક્ષી કુટુંબની દંતકથા ઉપરથીજ સુઝેલ તેનો પ્હેલો પ્રયોગ તો સફળ થયો, શિવપ્રસાદ તેને જોતાંજ બીકમાં મરી ગયા, પેલો બીચારો મુળુ ખુની ચીસો પાડતો દોડયો હતો તેમાં કાંઇ નવાઇ નહિ, આનંદ-રાય પણ ચીસો પાડતા જીંદગીને માટે દોડયા અને તેને સ્થાને આપણે હોત તો આપણે પણ તેવીજ રીતે ચીસો પાડત. તેની યુક્તિઓ આબાદ હતી, ખેડુતો આ કુતરાની ચીસો સાંભળતા, પરંતુ આવી જગ્યામાં જઇને તપાસવાની હિંમત કોણ કરે? કોઇ ખેડુતે તે કુતરાને જોયેલ પણ ખરો, પરંતુ તેની પાસે જઇને તેની પરિક્ષા કરવાની હિંમત કોણ કરે? તેને જોતાંજ તેઓના મનમાં આ દૈવી કુતરો છે એવી માન્યતા થતી તેથી તેનાથી જેમ બને તેમ અળગા રહેવાનો પ્રયત્ન કરતા. કનકપ્રસાદ તો નક્કી કાદવમાં પડીને મરી ગયો છે.



# પ્રકરણ ૩૨ મું.



## ઉપસંહાર

અમે બાર વાગે ઘેર ગયા, કાન્તા પણ અમારી સાથે જ આવી, જમી કરીને પ્રભુલાલે કાન્તા સાથે કાંઇ ખાનગી વાતો કરી. ડૉ. શાન્તિરાય પણ આવ્યા હતા, આનંદરાય પણ ત્યાં બેઠા હતા.

મેં પુછ્યું પ્રભુલાલ! તમે આ કાવતરૂં કેવી રીતે પકડી શકયા તેની પહેલેથી વિસ્તારીને વાત કરો.

હું કાવતરૂં કેવી રીતે પકડી શકયો તે સમજાવ્યા પહેલાં હું કનકપ્રસાદનો શરૂઆતનો ઇતિહાસજ કહીશ, થોડુંક તો હું જાણતો હતો અને થોડી બાતમી મને આજ કાન્તા બ્હેને પુરી પાડી છે.

બક્ષી કુટુંબના ફોટાઓ ઉપરથી માલુમ પડયું કે કનકપ્રસાદ નવનીતરાયનો પુત્ર હતો, નવનીતરાય સીલોનમાં પરણ્યા પહેલાજ મરી ગયો તેવી વાત બધાએ સાંભળી હતી, પણ ખરી રીતે તે પરણ્યો હતો અને કનકપ્રસાદ તેનો પુત્ર હતો. ત્યાં કનકપ્રસાદનું નામ સદગુણરાય હતું, તે સીલોનમાં કાન્તાબાઇ સાથે પરણ્યો. પોતે પહેલેથીજ ખરાબ આચરણનો હોઇ, તેણે કોઇ સગાને ત્યાંથી ચોરી કરી, અને પરિણામે નાસવું પડયું. તે સીલોનમાં ખુબ ભણ્યો હતો તેથી તે મુંબઇમાં આવ્યો ત્યાં તેને વિલ્સન

કોલેજમાં સાયન્સના પ્રોફેસરની જગ્યા મળી, ત્યાં તેણે પોતાનું નામ મનહરલાલ રાખ્યું હતું, પરંતુ પોતાના ખરાબ આચરણથી તે ત્યાં પણ ન ટક્યો. તેણે પહેલેથીજ તપાસ કરી હતી, અને માલુમ પડ્યું હતું કે જો શિવપ્રસાદનું મૃત્યુ થાય તો તેને તેની બધી મિલ્કત મળે, તે મંડુરમાં આવ્યો અને પોતાનાં કાંઇ કારસ્થાન બહાર ન પડે તે માટે ગામની બહાર રહ્યો. તેણે વિચાર કર્યો કે પોતાની પત્નીને બ્હેન તરીકે જાહેર કરવાથી તેને ફાયદો થશે તેથી તેણે તેમ કર્યું.

શિવપ્રસાદે કનકપ્રસાદને દંતકથા અને દૈવી કુતરાની વાત કરેલ, કનકપ્રસાદને ખબર પડી કે શિવપ્રસાદનું હૃદય નબળું હતું. અને તે વહેમી હોવાથી દંતકથા માનતો હતો, તે ઉપરથી તે ચાલાક માણસને શિવપ્રસાદનું ખુન બહુજ ચાલાકીથી કદિ પણ પકડાય નહિ તેવી રીતે કરવાની યુક્તિ સુઝી આવી.

તેણે મુંબઇની કુતરા વેચનારી એક યુરોપીયન પેઢીમાંથી આ કુતરો ઘણી કીંમતે લીધો, તે પેઢીમાં આ કુતરો ભયાનકમાં ભયાનક હતો. તેણે જંગલનો અનુભવ મેળવી લીધો હતો અને તેથી કુતરાને રાખવાની સગવડ તેણે કરી રાખી હતી. તેણે એક બીજી ખુબી પણ કરી, કુતરો બહુજ ભયાનક દેખાય તે માટે તો આખા શરીર અને મોઢા ઉપર ફોરફરસનું મિક્સ્ચર લગાવ્યું.

પરંતુ શિવપ્રસાદ લાગમાં આવે તેમ ન હતું. શરૂઆતમાં કનકપ્રસાદને આશા હતી કે કાન્તા તેને પોતાના સૌન્દર્ય અને

અભિનયથી મોહિત કરીને તેનું ખુન કરવામાં મદદ કરશે, પરંતુ તે બાબતમાં તેણીએ ચોખ્ખી ના પાડી, કનકપ્રસાદે તેને ધમકી આપવામાં કે માર મારવામાં કાંઇ મણા ન રાખી પરંતુ કાન્તા આ કામમાં સામેલ નજ થઇ, તેવામાં તેને રમા સાથે ઓળખાણ થઇ, શિવપ્રસાદ પાસેથી મદદ અપાવીને તેણે તેણીને પોતાની સાથે સંબંધમાં લીધી, કનકપ્રસાદે તેની સાથે પુનઃલગ્ન કરવાનું વચન આપ્યું, દરમ્યાન તેણે શાન્તિરાય પાસેથી સાંભળ્યું કે શિવપ્રસાદ તો બીજે દિવસે મુંબઇ જાય છે. તે એકદમ રમા પાસે ગયો અને તેના કહેવાથી રમાએ શિવપ્રસાદને રાત્રે દસ વાગે મળવા આવવા વિનંતિ કરી. રમાને તેનું કારણ એમ સમજાવ્યું કે તારે મદદ મેળવવાની છે. પાછળથી તેણે રમાને અમુક બ્હાનું કાઢીને ત્યાં ન જવા સમજાવ્યું. રમા ન ગઇ અને કનકપ્રસાદ કુતરાને લઇને ગયો, કનકપ્રસાદે તે કુતરાનો દેખાવ દૈવી કુતરા જેવો કરવા ખાતર તેના આખે શરીરે અને મોઢે ફોસ્ફરસ લગાવેલ હતું. શિવપ્રસાદ કુતરાને દેખતાંજ દોડતાં દોડતાં મરી ગયા.

આ ઉપરથી તેનો પહેલો પ્રયોગ સફળ થયો, શિવપ્રસાદના વારસ આનંદરાય છે તે તો તેને પાછળથી ખબર મળી, તે કયારે આવનાર છે, તેના ખબર તેને શાન્તિરાય પાસેથી મળ્યા તેથી તે પોતાની સ્ત્રીને સાથે લઇ મુંબઇ આવ્યો. તે પોતાની સ્ત્રીને પાછળ મુકી જાય તો વખતે તે તેના કાવતરાની વાત કોઇને કહી દે, તે એક લોજમાં ઉતર્યો અને ત્યાં પોતાની સ્ત્રીને કેદ કરીને શાન્તિ-રાય અને આનંદરાયની હિલચાલ જોવા મંડયો, પાછળથી

કાન્તાએ નવજીવનના પાનામાંથી શબ્દો કાપીને આનંદરાયને ચેતવણી લખી.

હવે મને કનકપ્રમાદ ઉપર શા માટે અને કેવી રીતે શક ગયો તથા તેનું કાવતરૂં કેવી રીતે પકડયું તે કહું છું.

પહેલે દિવસે શાન્તિરાયે મારી સાથે જે વાતો કરી તે ઉપરથી હું કાંઇ નિશ્ચય ઉપર આવી શકયો હતો, મેં ફક્ત અનુમાન જ કર્યું કે કાવતરાખોરે પહેલાં શિવપ્રસાદને ત્યાં નાકા પાસે આવવા કહેલ હશે અને ત્યાં તેના પર શિકારી કુતરો દોડાવેલ હશે ભયમાં ને ભયમાં શિવસાદ જીંદગી બચાવવા ખાતર દોડયા અને તેમ કરતાં પડી જવાથી ભયમાંજ મરી ગયા. મારૂં આ અનુમાન થોડે અંશે ખરૂં પડયું મને કનકપ્રસાદ ઉપર પહેલેજ દિવસે શક ગયો હતો. તેનાં કારણ ત્રણ હતાં પહેલું તો શિવપ્રસાદ ભાઇ કોઇ મિત્રના કહેવાથી જ ત્યાં રાત્રે ગામના નાકા પાસે ગયા હોય, તેના મિત્ર ફકત બે હતા. શાન્તિરાય અને કનકપ્રસાદ, શાન્તિરાય આ કામ કરે તે અસંભવિત, બીજું કુતરા પાસે આવી ચાલાકીથી ખુન કરાવવાની યુક્તિ સાધારણ ગામડીયાને ન જ આવડે, શિવપ્રસાદને હેવી કુતરાનો બહુ જ ડર હતો તે ઉપરથી આવી યુક્તિ સાધારણ માણસને નજ સુઝે ત્રીજું કનકપ્રસાદનું જંગલમા રહેઠાણ.

બીજે દિવસે પેલો વિચિત્ર કાગળ આનંદરાયને મળ્યો, તમને યાદ હશે કે હું તે બરાબર તપાસતો હતો, તપાસતાં ખબર પડે કે લખનારનું કાગળ પર આંસુ પડયું હતું; અને પછી ત્યાંથી

તે લુછી નાખવામાં આવ્યું હતું. પરંતુ આંખમાં કાજળ હોવાથી આંસુમાં પણ તેનો જરા ભાગ હતો, તેથી તેનો બહુજ ઝાંખો કાળો ડાઘ રહી ગયો હતો, આ ઉપરથી મને ખાત્રી થઇ કે કોઇ સ્ત્રીએ આ કાગળ મોકલેલ છે કારણ કે પુરૂષો કદિ કાજળ નાખતા જ નથી. તે દિવસે કનકપ્રસાદ અને કાન્તા ઉપર શક ગયો.

આનંદરાય ઉપર શીકારી કુતરો દોડાવતો હતો તે માટે આનંદરાયની કોઇ પહેરવાની વસ્તુ મેળવી લેવાનો કનકપ્રસાદે વિચાર કર્યો, હોજના કોઇ નોકરને લાંચ આપીને તેણે એક જોડો તો મેળવ્યો પરંતુ તે નવો હોવાથી કામમાં આવે તેમ ન હતું તેથી તેણે જુનો જોડો મેળવ્યો, અને નવો પાછો મોકલી દીધો. આ ઉપરથી મને ખાત્રી થઇ કે શિવપ્રસાદના ખુનમાં તેમજ આનંદરાયભાઇના થનાર ખુનમાં કોઇ દૈવી કુતરાનો હાથ નથી પરંતુ શીકારી કુતરાનો હાથ છે એટલે મને મુંબઇમાં બેઠાં જ ત્રણ વાતની ચોકક્સ ખાત્રી થઇ. એક વાત એ કે આ કામમાં કનકપ્રસાદનો હાથ છે, બીજું તેની બહેન તેનાથી વિરૂદ્ધ છે. અને ત્રીજી વાત એ કે કનકપ્રસાદ આ કાવતરામાં શિકારી કુતરાની મદદ લે છે.

આનંદરાય તથા શાન્તિરાય આપણે ત્યાં આવ્યા તે વખતે કનકપ્રસાદ ગાડીમાં તેમની પાછળ આવ્યો કેમકે તેને ખબર પડી ગઇ કે આનંદરાયે મારો આશ્રય લીધો છે. રસ્તા ઉપર મને તથા તેમને દેખતાં જ તે એકદમ ગાડી દોડાવીને સ્ટેશને પહોંચી ગયો તેને એમ લાગ્યું હશે કે આનંદરાયનું ખુન મુંબઇમાં થઇ શકે

એમ નથી તેથી કાન્તાને લઇને તે મંડુર પહોંચી ગયો.

હવે મારૂં કામ કનકપ્રસાદની બધી ચળવળ ઉપર ધ્યાન રાખવાનું હતું જો હું તમારી સાથે ખુલ્લી રીતે આવું તો તે બની ન શકે તેથી મેં તમારા બધા સાથે કપટ કર્યું અને છાનો માનો ટેકરી ઉપર આવીને વસ્યો, કનૈયાલાલના રીપોર્ટ મને બોરીવલીમાં મળતા. કનૈયાલાલ સાથેની વાતચીતમાં કનકપ્રસાદે ભુલથી સત્ય વાત કહી દીધી કે તે વિલ્સન કોલેજમાં પ્રોફેસર હતો. મેં ત્યાં તપાસ કરી અને પરિણામે માલુમ પડયું કે કાન્તા તેની ભગીની નહિ પણ પત્ની છે. મને પેલા મગન મારફત ખબર મળેલ કે કનકપ્રસાદ અને રમાને સારો સંબંધ છે, તમે તે રાત્રે મને ટેકરી ઉપર જોઇ ગયા તે વખતે મને બધાં કાવતરાંની પુરી ખબર મળી હતી, માત્ર કનકપ્રસાદ નવનીતરાયનો પુત્ર છે એટલી ખબર ન હતી, તે ખબર તો તે રાત્રે તમારે ઘેર છબીઓ જોતાં પડી. આનંદરાયનું ખુન કરવાના પ્રયત્નમાં મુળીનું ખુન થઇ ગયું તે ઘાતકી કૃત્ય કરતી વખતે કનકપ્રસાદને પકડવો, તે પ્રમાણે અમે કર્યું અને સફળ થયા. કનકપ્રસાદને અમે પકડી ન શકયા પરંતુ ઇશ્વરે તેનો અંત લીધો.

આ કારસ્થાનમાં કનકપ્રસાદે કાન્તા પાસેથી કેવી રીતે મદદ લીધી તે જોઇએ તેના હુકમથી કાન્તા તેની બહેન તરીકે રહેવા કબુલ થઇ પરંતુ શિવપ્રસાદના ખુનમાં તેણે કાંઇ મદદ ન કરી. આનંદરાય તેને જોઇ મોહીત થયા. તેણીએ આનંદરાયને ગામ છોડી દેવાની ઘણી ચેતવણી આપી, આનંદરાય કાન્તાને જોઇને મોહી પડે અને પરિણામે તે હંમેશાં પોતાને ઘેર આવે એવું

કનકપ્રસાદ ઇચ્છતો હતો, કારણ કે તેમ કરવાથી તે સહેલાઇથી ખુન કરી શકે, તો પણ ભુલથી ખીજાઇ જઇને તેણે આનંદરાયને કટુ વચનો કહ્યાં. પાછળથી તેને લાગ્યું કે આનંદરાય પોતાને ત્યાં નહિ આવે તો પોતાની યુક્તિઓ નિષ્ફળ જશે. તેથી તે આનંદરાય પાસે આવ્યો અને બહુજ મીષ્ટ શબ્દોમાં માફી માગી.

હવે ગઇ કાલે કાન્તાને માલુમ પડયું કે શિકારી કુતરાને પોતાના વાડાની ઓરડીમાં કનકપ્રસાદે રાખ્યો છે. સાંજે આનંદરાય જમવા આવનાર છે તેથી તેને શક ગયો કે આનંદરાયના ખુનની કોશેશ ચાલે છે, શિવપ્રસાદ અને મુળુ ખુનીના મૃત્યુથી તેને શક તો ગયો હતો, કાલ તે વધારે દ્દઢ થયો, કનકપ્રસાદને પુછતાં તેણે ખરી વાત કરી અને તેમ થવાથી મોટી મોટી મિલ્કતો મળશે એવી આશા આપી, પરંતુ એક આર્ય બાળા કે જેના હૃદયમાં દયા અને પ્રેમનો સમુદ્ર વહ્યા કરે છે તે મિલ્કતની લાલચમાં મનુષ્યનું ખુન ન થવા દે તેથી કાન્તાએ કહ્યું કે હું આમ નહિ થવા દઉં, અને આનંદરાયને બધી વાત કહી દઇશ. કનકપ્રસાદે સલામતી માટે કાન્તાને મેડી ઉપર થાંભલા સાથે બાંધી દીધી તે પછીની બધી વાત તો તમે જાણો છો.

જો કનકપ્રસાદ પોતાના કાવતરામાં સફળ નીવડયો હોત તો પણ પોતે આનંદરાયની મીલ્કતનો વારસ છે, તેવું કયાંથી પુરવાર કરી શકત ? મેં પુછયું.

તે સીલોન સરકાર પાસેથી વારસા સરટીફીકેટ ખુશાથી મેળવી શકત અને બહારગામ જઇને બારોબાર તે જાગીર મેળવીને

વેચી નાખત, કારણ કે જો તે પોતે પોતાની જાગીરમાં રહેવા આવે તો લોકો તેને ઓળખી જાય અને તેના પર બધાનો સંદેહ જાય.

બધા પ્રભુલાલની હુશિયારી ઉપર ખુશી થયા. આનંદરાયે પ્રભુલાલને રૂપીઆ પાંચ હજાર અને મને રૂપીઆ એક હજારની બક્ષીસ બહુજ આગ્રહથી આપી.

વાંચક ! આપણી વાર્તા આટલેથી પૂર્ણ થાય છે, પ્રભુ પ્રસંગ આપશે તો ફરીથી કોઇ વાર મળશું.





શીકારી કુતરાઓએ તે દુઃખી બાળાને ઘેરી ફાડી ખાધી